# યુવાન વિભાગ.

## જન્મભૂમિ.

(સખી સ્વપ્ન મહીં—એ રાગ)

(તોટક છંદ)

મમ જન્મભૂમિ! મમ ધર્મ ભૂમિ! મમ દિવ્ય સ્વતંત્ર દશા જનનિ;
પ્રભુથી પણ પૂજ્ય તનેજ ગણી, ગુણ ગાઉં .પ્રીતિરસ પૂર્ણ બની.
પ્રભુના પણ જ્યાં અવતાર થયા, મમ પૂર્વજ જ્યાં પરલોક ગયા;
હતી જે જગને સુખ આશ્રયદા, તુજ ધુન જગાવું નસે નસમાં.
સ્મરતાં તુજ પોડશ ચંદ્રકળા, સ્મરતાં તુજ સ્વર્ગીય બાલકડાં;
સ્થિતિ દર્શન સાંપ્રતનું કરતાં, અટકે નહિ નેત્ર નદી યમુના.
ઋજુ મોહિની જ્યાં પૂર જોબનમાં, દઈ પાઠ રહી તુજ ગૌરવના;
તિ પાર્વતિ જેહ સુતા સુભગા, નવ કેમ ચહું હિમકુંજ કિડા
સરિતા સુરની શિવ મૂર્ધનથી, ઉતરી અહીં યત્ન ભગીરથથી;
જગ પાવનિ તીર્થ તરંગવતી, તટ જાન્હવી શે વીસરાય કદી.
મળી જે વન ધેનુ પૂજા કરતા, કરતા રવ વિશ્વવશીકર જ્યાં;
ફરતા મજપાલ ગીતાકર જ્યાં, સ્મરતાં મદ ડોલ ઝુલે દીલડાં.
અહ! જે ભૂમિની રજમાં રમીયા, રઘુનંદન સુધિ સુધર્મ પિતા;
મમ માવડી એજ મહેશ્વરીનાં, ચરણામૃતમાં સુખ સર્વ રહ્યા.
અહ! જે ભૂમિનાં વીર બાળકડાં, કર અંગુલી જાય તુટી ગણતાં;
મમ મંગળ મૂર્તિ મહેશ્વરિનાં, ચરણે નમતાં લઉં મોક્ષ મજા.
યદિ હંસ જઈ પરદેશ ઉડે, પણ માન સરોવર મોતી ચરે;
યદિ આ મમ દેહ વિદેશ પડે, તુજ કુખ વિષે નિજ જન્મ ધરે.

પ્રજા પ્રજાના પ્રમાણ ટાણે, નશા મઝાના ન મર્દ માણે;,
સ્વદેશને જો હણો હણાવો, પછી ગણાવો સપુત શાના -ઉઠો
પ્રસિદ્ધ પુર્વજની જે અધુરી, લખો તવારીખ યશસ્વી પૂરી;
અભંગ લેખે, રૂધીર રેખે, સ્વકર્મ લેખે, પુરોજી પાનાઃ -ઉઠો
વધાઇ નિજ નિજ માતૃભૂમિને, સ્વયંપ્રતાપે સપુત આપે;
વીતે વધુ પળ, પડાય પાછળ, વૃથા બધો બળ સમય વિનાનોઃ -ઉઠો
મળે અમર ઘર, અગર વિજય વર, હસો સહોદર ધસો ધુરંધર
કસો કમર કર, ધસો સમરશર, થવા રણે; આ ક્ષણે રવાનાઃ -ઉઠો
ન એ સુશિક્ષણ ન એ સુલક્ષણ, ભુલે યદિ ક્ષણ સ્વરાષ્ટ્ર રક્ષણ,
જવલંત જીવન જીવે પ્રજાજન, પઢો લઢો એ દિનેશ દાનાઃ -ઉઠો

---

## ભારતનો આદર્શ.

### (રાગ—ભીમપલાસ)

ભારત જ્યાં ભગવાન રમે, તે પરવશ થઇ કેમ નમે,
સ્વાધીનતા જ્યા સ્વત ધુમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.
આત્મા જે સચરાચર સ્વામી, ગાંઠી શકે એ કેમ ગુલામી;
જે પાછળ બ્રહ્માંડ ભમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.
સંગ લઇ જેના તનુજોને, દેવે પણ જીત્યા દનુજોને,
જેના પુત્ર જવલંત અમે, તે પરવશ થઇ કેમ નમે -ભારત
વીર મહાત્મા કેરી વિભૂતિ, પોશે જેની પ્રાણ પ્રકૃતિ;
જે તપથી નિજ દેહ દમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.
જે યુગ યુગના વજ્ર પ્રહારે, નથી પદભ્રષ્ટ થઇ સંસારે,
જેની રજ જનતાપ શમે, તે પરવશ થઇ કેમ નમે -ભારત.
નાવ વિના જે સિન્ધુ તરે છે, શસ્ત્ર વિના જે વિજય વરે છે,
તન વિણ જે જંગે જઝુમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.

નામ સહિત રસાતલ જાયે, સુખ વૈભવ સર્વસ્વ લૂંટાયે;
પણ જેને નહિં પાપ ગમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.
આત્મનની ધ્રુવ જ્યોત જલે જ્યાં, વિણ ખેડયે સુરવાડી ફળે જ્યાં;
જગમાં જેને ધર્મ જમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.
જે શરણાગતને નહીં ત્યાગે, પણ પરનો આશ્રય નહિં માગે;
અંગ ગણી જગદુ:ખ ખમે, તે પરવશ થઇ કેમ નમે.-ભારત.

———:o:———

## જીવે સ્વદેશ

(ગોવિંદ ગુણ ગાઓ.)

ગામડીયાંને હિલોલેરે, જીવે સ્વદેશ,
હેત હૈયાં હિંચોળોરે જીવે સ્વદેશ;
નથી જ્યાં જન દેશ દ્રોહી, નિર્મળ જ્યાં ઉષ્ણ લોહી;
શુરૂ જ્યાં યુગ ધર્મને ઢંઢોળે રે, જીવે સ્વદેશ -ગામડીયાં
સર્વાંગે રાષ્ટ્ર કેરે, સપુતો જ્યાં પ્રાણ પ્રેરે,
શ્રધ્ધા સ્વાર્પણ પરસ્પર ક્રોળે, જીવે સ્વદેશ.-ગામડીયાં
નૃપતિ જ્યાં રાષ્ટ્રમાળી, જનતા, વસુધા રસાળી,
વણકર ખેડુ પ્રજાને ખોળે રે, જીવે સ્વદેશ.-ગામડીયાં
ગૃહગૃહ પટ રેંટીઓ ગુંજે, ધેનુધર કૃષ્ણ કુંજે;
ઉન્નત જીવન સમીરસ ઢોળે રે, જીવે સ્વદેશ.-ગામડીયાં
જીવવું મરવું સમાજે, હરદમ જ્યાં રાષ્ટ્રકાજે,
રસિકા રણચંડી જ્યાં, રીપુ રોળે રે, જીવે સ્વદેશ.-ગામડીયાં
શિક્ષણમાં રાષ્ટ્ર રક્ષણ, રક્ષણમાં વીર લક્ષણ;
નખશિખ નિર્ભય બળે અંઘોળે રે, જીવે સ્વદેશ.-ગામડીયાં
નહિં જે પરભૂમિને ભક્ષે, પણ જે પોતાને રક્ષે;
મરશે નહિ જે વિષમ વંટોળે રે, જીવે સ્વદેશ.-ગામડીયાં

———:o:———

## જાગો જુવાન.

### રાગ-કાફી.

( કાલી કમલી વાલે તુમકો લાખો સલામ-એ રાહ. )

જન્મ્યા રણુ ઓવારે જાગો જાગો જુવાન; (૨)
માનવ દુશ્મન દ્વારે, લાવો ડંકા નિશાન; (૨)—જન્મ્યા.
જગત તણી જનતા પોકારે, શુદ્ધ યુવાનીને પડકારે;
મરદ તણો મહીમા લલકારે, પ્રખર પ્રજાયુગને સત્કારે;
કેસરીને હુંકારે, જાગો જાગો જુવાન—જન્મ્યા.
પવન પ્રમાણે સહને છોડી, વજ્ર સમા ખડકોને તોડી;
રાષ્ટ્ર ધ્રુવે, દ્દષ્ટિને જોડી, વિવિધ પ્રજા ભરસાગર હોડી;
મુક્તિ ભણી હુંકારે, જાગો જાગો જુવાન—જન્મ્યા.
જન્તુ પરંતુ જીવનને જાણે, પશુઓ પણ નિજ શ્રેય પિછાને
જન્મભૂમિ જનની કલ્યાણે, જીવન ખરૂં જુજનારા માણે;
હિન્દીને હોકારેઃ જાગો જાગો જુવાન—જન્મ્યા.
માર્ગ રૂંધીને માનવ લોકે, પ્રગતિ પ્રવાહ સિતમગર રોકે,
અભણ અનાથ અગણ જગ ચોકે, વીર તમારી વાટ વિલોકે,
પ્રભુ બાળકને પ્યારે, જાગો જાગો જુવાન—જન્મ્યા.

———:o:———

## માતૃ પ્રેમ લગની.

### ( ગઝલ )

દેશ એ ભારત અમારો એ સદા લગની રહો.
એ વિમળ ઉષ્મા અમારા રકતમાં વેગે વહોઃ-દેશ એ.
છત્ર જેનું હિમગિરિ, જેનાં ચરણ ગંગા ધુએ,
યજ્ઞ કુંડે એ ભૂમિના ભેદની ભ્રમણા દહોઃ-દેશ એ.

ધર્મ, સઘળા, દેવ સહુએ, પૂજકો પણ સર્વના,
અવતર્યાં પોષ્યા પળાયા અંકમાં જેના અહો:-દેશ એ.

સંપ્રદાયો પોથીઓ, યાત્રા સ્થળો પણ આજનાં,
પ્રેરણા સ્વાતંત્ર્યની, નહિં પાય તો શાને ચહો:-દેશ એ.

પાપ જીવન મૃત્યુનાં, મુકિત ગુલામીથી મળે,
કયાં સુધી સંતાન સિંહણનાં, શિલાશાન્તિ સહો:-દેશ એ.

વીર આત્માને કદાપિ, મૃત્યુનવ મારી શકે,
અસ્મિતાના યુધ્ધમાં, નરસિંહની પદવી લહો:-દેશ એ.

જો પ્રથમ દાસત્વથી, નહીં દેશને છોડાવશો,
નાશ છે સર્વસ્વનો, પેગામ એ પ્રભુનો કહો:-દેશ એ.

વિશ્વ રવિ રક્ષી જનો, જીવન ધરી ઉન્નત કરી,
જો ન રક્ષે રાષ્ટ્રને, સંહાર એ ભાખે અહો:-દેશ એ.

હેત હિન્દીપર નથી, ગંગા હિમાલયને નમે,
ભકિતની એ ભ્રાંતિથી, સળગે સવાયા વિગ્રહો.-દેશ એ.

ધામ ભારત વર્ષ છે, પ્રભુ દેવ દેવિ તમામનું,
રાષ્ટ્ર વત્સલતા ધને, વર્ષાવશે સહુ અનુગ્રહો-દેશ એ.

જીવતાં પય પાય જે, કાયા રૂપે સાથે બળે;
ધન્ય ધરણી ધન્ય જનની, ધન્ય દેવિ અનન્ય હો-દેશ એ.

જીવવા જગદીશને, જે દેહનું દેવળ રચે,
એ પરાઇ થઇ પડી છે, શું બિરદ શભનું અહો-દેશ એ.

પારણાં જેણે હિંચોળ્યાં, વિશ્વ સંસ્કૃતિ વત્સનાં,
પાંરકાં પાણી ભરે, ચાહોમ કરવા ઉત્સહો:-દેશ એ.

——:o:——

## જુગની નિદ્રાથી

( કછુ લેના ન દેના મગન રહેના—એ રાહ. )

આજ જુગની નિદ્રાથી ભારત જાગે,
ભારત જાગે, તંદ્રા ત્યાગે, આજ જુગની નિદ્રાથી.
કોટિ ચરણ, ચક્ષુ ભુજ મસ્તક,
રૂદ્ર ધસે રણને રાગે.—આજ જુગની.
રાષ્ટ્ર પુરૂષને કુટિલ કટાક્ષે, દ્રોહી દહન પાવક દાગેઃ—આજ.
માયાવી ભીષણ ભૂતાવળ, પાય પિનાકિને લાગે—આજ.
નવજીવન રથ ધાય પ્રગતિ પથ, ચક્રે દળી જડને આગે.—આજ.
ભેદી ગગન ધરણી પડછંદે, શંખ, ભેરી, ડમરૂ, વાગેઃ—આજ
આત્મ પ્રકાશે વિકૃતિ વિનાશે, ભય શંસય ભ્રમણા ભાગે —આજ
જડ જન દ્રોહી, જીવન વિહોણા, મૃત્યુ મુખે જ્યાં ત્યાં ભાગેઃ—આજ
રાષ્ટ્રહિતે નવયુગ અવતારી, સર્વકને સ્વાર્પણ માગેઃ—આજ
સ્વપ્ન વિમુગ્ધ ઉષા શિવ દુહિતા, છાય તનુ દિનકર વાગેઃ—આજ

—:૦:—

## માતાની પુત્રને વિદાય

દુઃખડાં લઉં દુલારા, દુધડા દીપાવ બેટા;
વાગે રણનાં નગારાં, શિર ના છુપાવ બેટા;—દુઃખડાં.
મારી તારી પૂર્વજોની, જન્મભૂમિ છે જનેતા;
જણ્યો, ઝુલાવ્યો, જીવાડયો, એક એને કાજ બેટાઃ—દુઃખડાં
માની મને માતૃભૂમિ, બાલુડા બધાં સહોદર;
મોખરે રહી સહુને, મરતાં શિખાવ બેટાઃ—દુઃખડાં
લગ્નમાં લલાટ તારે, ચર્ચ્યું હતું મેં કુમકુમ;
આજ રક્તનો ત્રિપુંડ, વિજયા વધાવ બેટાઃ—દુઃખડાં

જીતે તો જરૂર જાયા, ભાવતાં ભોજન જમાડું;
નહિ તો હુધે નવાડું, દેવ કેરે દ્વાર બેટાઃ-દુઃખડાં.
હર્ષ ને હુલ્લાસ કેરાં, આંસુ ના રોકાય આજે;
યદિ મારી કુખ લાજે, મરૂં વિખ ખાઇ બેટાઃ-દુઃખડાં.
સતીપતિથી અનેરો, પ્રેમ પુત માત કેરો;
કરમાતાં ફુલ તારાં, કરૂં હું યાહોમ બેટાઃ-દુઃખડાં.
કજાત પડે બિછાને, સુજાત પડે મેદાને;
કાયરો જુજે કિનારે, શુરા ભરજંગ બેટાઃ-દુઃખડાં.
રિપુઓને તૃપ્ત કરજે, રૂધીર રસાદ્ર ભોગે;
દિવ્ય બલિદાન તારૂં, દેશને ચડાવ બેટાઃ-દુઃખડાં.
લોહ અગ્નિ વાયુ વારિ, શકે ન તને નિવારી;
તું તો છે અવધ્ય આત્મા, કદિ ન વિસાર બેટાઃ-દુઃખડાં
દેવો તને દેજો દિક્ષા; બ્રહ્મા તને દેજો ભિક્ષા;
રામ તારી કરજો રક્ષા, આપું એ આશિષ બેટાઃ-દુઃખડાં.
આસુરી યુરોપ કેરી, વાગી રહી મૃત્યુ ભેરી;
ધર્મના ધનુષ્યધારી, અધર્મ ઉધ્ધાર બેટાઃ-દુઃખડાં.

——:o:——

### "એક હિંદ માતા."

પ્રભુને પઢાવનારી, વિભુને વધાવનારી,
હરિને હીંચોળનારી; એક હિંદ માતા૦
સ્વધર્મ બજાવનારી, સ્વભાગ ભજાવનારી,
રૂઠયાને રીઝાવનારી, એક હિંદ માતા.
ભુખ્યાને જમાડનારી, દુખ્યાને રમાડનારી;
ઉંઘ્યાને જગાડનારી, એક હિંદ માતા૦
લક્ષ્મીને લલચાવનારી, વિદ્યાને નચાવનારી;
ડુબ્યાને બચાવનારી, એક હિંદ માતા૦

મૃત્યુને ધ્રજાવનારી, વ્યાધિને રૂઝાવનારી;
બળતું બુઝાવનારી, એક હિંદ માતા૦
ખરૂં ખોટું ભાળનારી, વેર નહિં વાળનારી,
ઝેરને ઉતારનારી, એક હિંદ માતા૦
દ્રોહીને ન દંડનારી, દ્વેષીને ન નીંદનારી.
વિશ્વ પ્રેમ વંદનારી, એક હિંદ માતા૦
ભુતને ભુલી જનારી. સ્થિતિ ન સંભારનારી,
ભાવીને સુધારનારી, એક હિંદ માતા૦
પ્રકાશ દર્શાવનારી, પિયુષ વર્ષાવનારી,
સુપથ સ્પર્શાવનારી, એક હિંદ માતા૦
શબ્દ પર ચાલનારી, વિદેશીને પાળનારી,
શિયળ સંભાળનારી, એક હિંદ માતા૦

——:o:——

## "હિન્દ માતાનો શોકગ્રસ્ત સંદેશ."

(કોઇ કહેજો જોગીડાને જઇને-એ રાગ)

કોઇ મ્હારા તનુજોને કહેજો જરૂર, જનેતા તમારી માગે મરણ;
મ્હારે આંસુડે અવનિ આકાર કહે,
ચક્ષુ સરિતા પ્રવાસે ન રોકી રહે,
તેત્રીશ કોટી તજી જાઉં કોને શરણ—જનેતા તમારી.
અંગે ઉઝરડા કેશ છુટા દીસે,
મ્હારે મુખડે દયા દાનવમા વસે,
કેમ દિલડા ડોલે ના દયાળુ સ્વજન.—જનેતા તમારી.
મ્હારા ચીર ચોપાસ ખેંચાઈ રહ્યાં,
કૃષ્ણ સરખા વીરા મ્હારે મોંઘા થયા;
હાય! શિયળ જતાં જાશે મ્હારૂં જીવન—જનેતા તમારી.

પગલે પગલે પડું શૂલ સાલે મને,
ઘોર ઘોર ઘટા ઘન જામી વને;
છાયી રાત્રિ અમાવાસ્યાની યોગમ.—જનેતા તમારી
અહીંથી જગને પરોપકાર પાઠ મળ્યો,
અહીંથી સત્ય સુધર્મ સંચાર થયો,
શાંત સ્વરથી સુણાવજો એનું સ્મરણ.—જનેતા તમારી
મ્હારે હૈડે હુતાશ હોલાય નહીં,
લાજ આવે બધું બોલાય નહીં;
રાહ જોતાં જોતાં વીત્યા યુગ અગણ. જનેતા તમારી

—:o:—

## હિંદ પુત્રનો પ્રત્યુત્તર.

( થઇ હું પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી—એ રાગ )
જીવનને જોખમે જગમાં જીવાડીશું તને હો, મા !
જીવાડીશું તને ઓ મા ! જીરવશું જંગના ઝટકા. (૨
તૃણ કાષ્ટ યદી હશું ભડભડ થઇ બળશું,
શુદ્ધ હેમ હશું હુતાશે તુર્ત ઝળહળશું;
નહીં રહીએ ઘરી ઘરમાં. .... ... જીવનને. (૧
કેશરી જાયા સવાયા સર્વથી રહીશું,
જીતશું તો જીવશું નહિંતર સ્વર્ગ સંચરશું;
ગમે કેમ સાંખવાં ટોણાં. ... ... જીવનને. ૨
તુજ નવનીત ચિત્તના આળાં રૂઝાવીશું,
મા ! અમે રણુ ઘેલડા ડંકો બજાવીશું;
અમે તારી કુખે જન્મ્યા. ... ... જીવનને. (૩
સત અમારી સાથમાં અમ જાત જાળવશે,
દૃઢ અમારો આત્મા દુઃખો સહુ દળશે;
ઝુલે છે ધર્મ અમ ધ્વજમાં. ... .... જીવનને. (૪

# રાસ વિભાગ.

---

## ભારતનો બાગ.

(કર્ણાટકી કાફી)

મ્હેંકે ભારતનો બાગ, મ્હેંકે' ભારતનો બા...ગ
ફૂલડાં ફોરે નવયુગનાં
ઉડે પ્રેમનો પરાગ ઉડે પ્રેમનો પરાગ......
પુલડાં ફોરે નવયુગનાં—મ્હેંકે
સ્વાર્પણની દેવ સરિત, વૃક્ષ વૃક્ષ વહી રહી
શીખવતી તળાવોને ત્યાગ, ફૂલડાં ફોરે નવયુગનાં...મ્હેંકે.
ઐક્ય મૂળ વૃક્ષ વિમળ, શીતળ છાંય ઢોળતા
ઉતારે હૈયાનો થાક, પુલડાં ફોરે, નવયુગનાં:...મ્હેંકે
ઋતુ ઋતુના રાજની, વિરાજે મુકુટ મંજરી
મ્હાલે જગ મધુકર મહાભાગ, પુલડાં ફોરે નવયુગનાં...મ્હેંકે
કૃતિમતાં તણી ઉતારી કાંચળી કુદરત લીલા
છોડે પિનાકિના પિનાક, પુલડાં ફોરે નવયુગનાં...મ્હેંકે
નવજીવન પ્રભાતનાં વિશુદ્ધ વાયુ વાય છે
જનનીનો જળહળે સોહાગ, ફૂલડાં ફોરે નવયુગનાં...મ્હેંકે
પુલપુલ કવિ બુલબુલ, સુણાવે આત્મ બોલડાં
શો થશે સ્વરાજ ફળ વિપાક, પુલડાં ફોરે નવયુગનાં—મ્હેંકે
પ્રણવનાદ પૂર્ણ ભાળી મોહનની મોરલી
ડોલાવે દિશદિશાના નાગ, પુલડાં ફોરે નવયુગનાં—મ્હેંકે
સત્યને સહકાર દિવ્ય ચેતનાં મધુ હસે,
ટહુકે હૃદય કોકીલાના રાગ, પુલડાં ફોરે નવયુગનાં—મ્હેંકે.

---

# ખારવીનું ગીત.

[ગોઝારો ગોરીઓ ગાળો ક્યાં રોકાણો રામવાળો—એ રાહ

પાતાળ માપે, આભ ઉથાપે વા શું ભીડે ખાંય,
મુછાળો, વાણુવાળો ક્યાં રોકાણો મરદ મારોઃ
આગની ઝાળે વાહનવાળે બળીયા ના કેવાય—મુછાળે
વા'ણુ મથાળે માથું ઢાળે, વીંઝણુ વા ઢોળાય—મુછાળે
નીંદર મીઠી, ફીણુની પીઠી, ગીત હિલોળા ગાય—મુછાળે
હાક હલેસાં "હૈસા" "હૈસા" આઘેથી સંભળાય—મુછાળે
દરીયા પાણીની હું રાણી, ખારવો મારો રાય—મુછાળે
વાદળ કાયાના પડછાયા, ભુલ્યા ના ભૂલાય—મુછાળે
સાંભરે દાડી, મહુડાં તાડી, પીતા ના વિસરાય—મુછાળે
ઉર નિભાડા, દોયલા દાડા, જુગ જેવા નહિં જાય—મુછાળે
કામ ઉનાળો કારમો કાળો, લુ વિજોગની વાય—મુછાળે
લોહીડાં ઢોળી, હારીએ હોળી તોય નહીં ઓલાય—મુછાળે
ઉંઘમાં મારી ભોંય પથારી, આંસુડે ભીંજાય—મુછાળે
સોડલાં આવે જીવ મુંઝાવે, અંતર ઘાંધું થાય—મુછાળે
ભાંગતાં નેણે, મીઠડાં વેણે, વઢ તો સુખ પમાય—મુછાળે
સાગર તારૂં ખોળીયું ખારૂં, દિલ એવું દેખાય—મુછાળે
વાયદા પ્હેલાં, આવતો એલા! ઉર મારૂં વ્હેમાય—મુછાળે
ટપકાં પાડી દાડી દાડી આંગળીયું અચકાય—મુછાળે
વાયરૂં ગાજે, અવળું આજે, પાણીડાં લોઢાય—મુછાળે
પાતાળ પાણી, આવતો જાણી, શ્વાસ રૂંધી સંતાય—મુછાળે
બાળકો નાનો, રે નહીં છાનો, હોડકું દેખી ધાય—મુછાળે
દરીઓ બાળે, જઈ જુવાળે, જોઇ ચાંદો હરખાય—મુછાળે
દીવડા ટાંગ્યા, કામ ન લાગ્યા, મુજ મોતી ખોવાય—મુછાળે

છલી ઝુરે, ઝુદતા ઉરે, માછલુ કેમ મરાય—મુછાળો.
ડધમ વાગી, ત્યારથી જાગી, બીકથી લાગી લાય—મુછાળો.
જના લેખે, જુદ્ધના થેખે, કંઇક વાડી વેડાય—મુછાળો.
તની હારે, બાધવુ તારે, નહીં મારે પોસાય—મુછાળો
રવા ધધો, વિજોગ બધો, કઇ પેરે ખેડાય—મુછાળો
નીશ ઝુતર, ખેડજે ખેતર, પાટણુ પેટ ભરાય—મુછાળો
ખડી આછી, રાધશુ પાછી, રંગ રૂડો રેલાય—મુછાળો
ગને તારે, પાગ ઉતારે ન્હાવુ મારૂ અથડાય—મુછાળો.
ખલા ગંઠી, પેરીશ કંઠી, જીવણુ જો જળવાય—મુછાળો.
ગગ ચક્કર, કોણ મુસાફર, ખબર લે, દે આય—મુછાળો.
ત્રણુ વરસે, બેદી વરશે, તરશે કેમ જીવાય—મુછાળો.
સરે દીયર, પીપગો પીયર, ન મળે સાસુ, માય—મુછાળો
ગણુ જેવી મુજને એવી કેવડો ના કરમાય—મુછાળો.
ણી ગણિ જો સાપણુ હું તો, અમથી ગરીબ ગાય—મુછાળો
ખીશ પાકુ, ન કહું વાંકુ, સાચા સમ ન ખાય—મુછાળો
ીયા કાંઠે, મારે માઠે, એકલુ કેમ રેવાય—મુછાળો
ખી ફરકે, કાવ ભળકે, આણુશે એને આઈ—મુછાળો

---

## ગાંધી બાવો બન્યો.

( ગગાને માથેરે રૂખડીઓ જકુંબીઓ એ—રાહ ).

મફત વકીલાત માતૃભૂમિની કરવા જો,
 નદીશું નાણાની ત્યાગી, ગાધી હવે, બાવો બન્યો
અગ્નિ-પરીક્ષા આત્માની આદરવા જો,
 જ્યોત જીવનમાં, જાગી, ગાધી હવે બાવો બન્યો

પુણ્ય પ્રભુનાં પૃથ્વીભરી પાથરવા જો;
ઘટઘટ સતરટ લાગી, ગાંધી હવે આવો બન્યો॥
માનવ માનવની ભેદ ભુલવણી હરવા જો;
મ્હોબત બધાની માગી, ગાંધી—હવે આવો બન્યો॥
નોતર્યાં નેહે સહુ સંકટને સાથે જો;
મૃત્યુતણી ભેં ભાંગી, ગાંધી હવે આવો બન્યો॥
બિરદ "બાપુ"નું દેશપાસેથી પામ્યો જો;
પૂર્વજ થયા બડભાગી, ગાંધી હવે આવો બન્યો॥
વેરી વિભુતિ લોકસજીવન કીધાં જો;
તખ્ત દાનવના ડોલ્યાં, ગાંધી હવે આવો બન્યો॥
શબ્દે સાધુને મુક્તિ, ગુલામે દીઠી જો;
વજ્રનાં બારણાં ખોલ્યાં, ગાંધી હવે આવો બન્યો॥
પ્રગટયો દાવાનળ, આભ હિમાલય ઉડાડયા જો;
ભસ્મ અંગારા ફૂંકી, ગાંધી હવે આવો બન્યો॥
ઉલટયો સ્થળે સ્થળ મેરામણ હદ મૂકી જો;
સિંહ આત્માના ઉઠાડયા, ગાંધી હવે આવો બન્યો॥
જોડયા જમાતે કંઇક નિરંકુશ નરને જો;
સાચી સ્વાધીનતા કાજે, ગાંધી હવે આવો બન્યો॥
ઝુંપડે ઝુંપડે ચોરે ચૌટે ચોકે જો;
જોગી તણી જય ગાજે, ગાંધી હવે આવો બન્યો॥
લીધી ફકીરી દીન ભારતને દેખી જો,
વજ્રલંગોટી વાળી, ગાંધી હવે આવો બન્યો॥
ધુણી ધખાવી કોડે કલેવર હોમ્યું જો,
ભાંડું દળાતાં ભાળી, ગાંધી હવે આવો બન્યો॥
પત્ની પરિવાર કુંવર કલૈયા હોમ્યા જો,
પાપને બાળે પ્રજાળી, ગાંધી હવે આવો બન્યો॥

જુલ્મની જડીઓ કઇક લાડીલે ઝીલી જો;
  ધરણી ખોળે ધડ ઢાળી, ગાંધી હુવે બાવો બન્યો:
મુઠી મીઠાંએ મીઠું મુલકનું માપ્યું જો;
  વિફર્યા વિલાયતવાળા ગાંધી હુવે બાવો બન્યો:
શસ્ત્રે સુતરને જગવ્યું ભારત જંગે જો;
  લાગી વિદેશમાં જ્વાળા, ગાંધી હુવે બાવો બન્યો:
હુલ્યા મરણીયા, હાથી દિશાના ડોલ્યા જો;
  હાક ઘરેઘર વાગી, ગાંધી હુવે બાવો બન્યો:
જબરા જોરાવર જીવતા જાલીમ જમની જો;
  ઝેરી જંજાળો દાગી, ગાંધી હુવે બાવો બન્યો:
કરતી પરકમ્મા ધરણી ધરાએ કંપી જો;
  અસલ અચળ વેરાગી, ગાંધી હુવે બાવો બન્યો:
કેસરી ભાળી, મદગળતા કુંજરની જો;
  ભડકીને ફોજ ભાગી, ગાંધી હુવે બાવો બન્યો:
વિવિધ પ્રજાએ દેવ પોતાનો દીઠો જો;
  મોહનને વિશ્વદેહે, ગાંધી હુવે બાવો બન્યો:
આપે વિરોધી મુદ્રા 'મહાત્મા' કેરી જો;
  પાય પડે સૌ સ્નેહે, ગાંધી હુવે બાવો બન્યો:
જુગનો જોગેન્દર, પ્રભુનો પેગમ્બર પ્યારો જો:
  પતીત પાવન દીનબન્ધુ, ગાંધી હુવે બાવો બન્યો:
ધર્મ ધુરંધર સુંદર સ્વર્ગ સિતારો જો;
  પુરુષોત્તમ પ્રેમ સિન્ધુ, ગાંધી હુવે બાવો બન્યો:
જેમ શ્રી કૃષ્ણે સર્વલીલા સંકેલી જો;
  મોહ આશ્રમનો મૂકયો, ગાંધી હુવે બાવો બન્યો:
સતીયો સાવધ ભાગ્યો ફરી ફળ ઠેલી જો;
  ચોટ કદી નવ ચૂકયો, ગાંધી હુવે બાવો બન્યો:

## સ્તનપાન.

રાગ માઢ

(ચેલૈયાના હાલરડાંની ધૂન)

મારા હૃદયે શા શા કોડ કુંવર,
પીઓ અમીરસ ધાવણે;
મારા વિશ્વવાડીના છોડ, કુંવર,
પીઓ અમીરસ ધાવણે;
લક્ષ્મી, સરસ્વતી પાર્વતિ, વસજો શ્વાસોશ્વાસ
કૌશલ્યા, કુંતા, સીતા
મારે અંતરે ભરજો ઉજાશ,–કુંવર પીઓ અમીરસ ધાવણે.
મારા જીવનના હુલ્લાસ,–કુંવર પીઓ અમીરસ ધાવણે.
મારે હૃદયે શા શા કોડ,–કુંવર પીઓ અમીરસ ધાવણે
મારા અજવાળ્યાં આવાસ,–કુંવર પીઓ અમીરસ ધાવણે
ગંગા પ્રભુપદ કમળથી જેમ વહી શિવશિર
તેમજ દરિયા દૂધના
એક ઝીલે જનેતા સુધીર, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારી વાછલડીના વીર, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારો ખોળો ભિંજાવે ક્ષીર,–કુંવર પીઓ અમીરસ ધાવણે
મારા હૃદયે શા શા કોડ,–કુંવર પીઓ અમીરસ ધાવણે
પૂર્ણચંદ્રના દર્શને, મેરામણ ભરપૂર;
તેમ વદન તુજ નીરખતાં
વહે ક્ષીર સાગર મુજ ઉર, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારા સાવજ સિંહલ શૂર, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારા ચૌદ ભુવનના નુર, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારે હૃદયે આશા કોડ, કુંવર પીઓ અમીરસ ધાવણે

પ્રથમ હરિરસ પાવ હું, પછી વીરતા વર્ષાવું;
એમ શાંતિ કરૂણા સમાઃ—
નવે રસ નીતરતી ન્હાઉં, કુંવર પીઓ અમીરસ ધાવણે.
તારાં મીઠડાં લઇને મનાવું, કુંવર પીઓ અમીરસ ધાવણે.
તને નરનો નારાયણ બનાવું, કુંવર પીઓ અમીરસ ધાવણે
મારે હૃદયે શા શા કોડ, કુંવર પીઓ અમીરસ ધાવણે.
ધરૂં ધાવણ સુર ધેનુનાં, ઝીલું ચંદ્ર અમૃત,
કલ્પતરૂ રસ સારવીઃ—
તને નવડાઉં પ્રિય પૂત, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
મારા દેવ ભુવનના દૂત, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
મારે ઘેર આવ્યા અચ્યુત, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
મારે હૃદયે શા શા કોડ, કુંવર પીઓ અમીરસ ધાવણે.
પાઉં ભકિત પ્રહ્લાદની; ભીષ્મતણું બ્રહ્મચર્ય;
પાઉં પ્રભા પરબ્રહ્મની;
પાઉં ઇશ્વરનું ઐશ્વર્ય, કુંવર પીઓ અમીરસ ધાવણે
પાઉં કૃષ્ણતણું સૌંદર્ય, કુંવર પીઓ અમીરસ ધાવણે.
પાઉં રામ લક્ષ્મણનું ધૈર્ય, કુંવર પીઓ અમીરસ ધાવણે.
મારે હૃદયે શા શામા કોડ, કુંવર પીઓ અમીરસ ધાવણે
પાઉં ક્ષમા પૃથ્વી તણી, પાઉં દધીચિ ત્યાગ;
પાઉં સત્ય હરિશ્ચંદ્રનુંઃ—
પાઉં ભરત તણો વૈરાગ્ય, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
પાઉં કર્ણદાને અનુરાગ, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
તારા તાત તણો ફૂલબાગ, કુંવર, પીઓ અમીરસ ધાવણે.
મારે હૃદયે શા શા કોડ, કુંવર, પીઓ અમીરસ ધાવણે.

——:o:——

# વેવલી વનિતા.

## જમણો પગ ભાંગ્યો—લોક ગીત.

( મને કેર કાંટો વાગ્યો એ રાહ )

હાંરે રાજજી, સાંજ સુધી ઘરમાં રૂંધાઇ રહી'તી,
હું ઘરથી ઘાંઘી થઇ'તી,
હું દરશન કરવા ગઇ'તી, નકટી વહુએ ના કહી'તી
—મારો જમણો પગ ભાંગ્યો
હાંરે રાજજી, અંજવાળું અંધારૂં ભેટે ભેળાં,
એ વસમી સંધ્યા વેળા.
ભર ચોક હોટલ સામે, જ્યાં ગામ અરધું જામે—મારો જ
હાંરે રાજજી, પીટડીયાં પતીરાં ઠેશે ચડીયાં,
મેઃ લીધાં બહુ લડથડીયાં.
અમે પૃથ્વી ખોળે પડીયાં, લોકે કાઢ્યા ઠીકડીયા—મારો જમ
હાંરે રાજજી, જમણા પગને અંગુઠે ઘવરાણી,
મારી આંખે આવ્યાં પાણી;
મારો જીવતો નખ નીકળીયો, મારો કડનો કાઠો વળીયો—મ
હાંરે રાજજી, ભૂમિ ભરતાં ભુધરભાઇએ દીઠી,
મેં તાંણી લાંબી લીંટી,
મેં જીભે ધરતી ચાટી, મારા મોમાં આવી માટી—મ
હાંરે રાજજી, લાજનો ગોવર્ધન તોળ્યો હાથે,
તે તુટયો મારે માથે,
મારો અંબોડો રોળાણો, મારો સાળુળો ચોળાણો—મારો
હાંરે રાજજી, નખની લેખણ, ધરતી કેરી પાટી,
પર ધુળ ઘેરી ઘાટી,
ધગધગતે લોહીએ લખીયું, ફુળલાજનું આળખીયું—મારો

હાંરે રાજજી, જમણો મારો, ડાબો પાય તમારો,
મને એથી થાય મુંઝારો,
મારો ડાબો પગ ભાંગે, મને કાંઇ નવ લાગે-મારો જમ૦
હાંરે રાજજી, મોટેરાં જે લાજ કાઢયા જેવાં,
નવ ગામમાં દો રે'વા,
નહીં કોઇની લાજ રાખું, ભલે ગામ ભાંડે આખું-મારો જમ૦
હાંરે રાજજી, પતિરાંને ગામ બાર કાઢો,
એને ટુકડો નાખી ટાઢો,
જો હોય માજનને વાંધો, એને અપાશરામાં બાંધો-મારો૦
હાંરે રાજજી, પુછી પુછી, પ્રાણ ક્યે પાડોશી,
મને ધખવે ધનુ ડોશી,
મને લોક મારે મેણાં, તારાં શેણે ફૂટયાં નેણાં-મારો જમ૦
હાંરે રાજજી, વહુના આણાની રેશમની સાડી,
ફરતી વચમાંથી ફાડી,
લઇ આડાં અવળા આંટા, તમે પોતે બાંધો પાટા-મારો૦
હાંરે રાજજી, ચાડ રાખી ચીચોડા ચલાવો,
માંહી શેરડીયું પીલાવો,
તાજાં માખણ તવરાવો, મને રાબડીયું પીવરાવો-મારો૦
હાંરે રાજજી, પાડોશીનાં છોકરાં સંતાપે,
મને બાળે વગર તાપે,
મને ગાંડી કહીને થાપે, મને છતી કરશે છાપે-મારો જમ૦
હાંરે રાજજી, દીલ્હી શે'રથી, ડાકટરને દોડાવો,
એની બાટલીઓ તોડાવો,
મારો પગનો ઘા ધોવરાવો, મહીં ઓસડીયાં ભભરાવો-મારો૦

હાંરે રાજજી, જામનગરના જોશીને બોલાવો,
એનાં ટીપણાંઓ ખોલાવો,
મારી જન્મોત્રી જોવરાવો, મારી પગપીડા પૂછાવો—મારો૦

હાંરે રાજજી, લવકારે લવકારે લાય લાગી,
રોઇરોઇને રાત જાગી,
મારી છેલ્લી નોબદ વાગી, મે સહુની માફી માગી—મારો૦

હાંરે રાજજી, ઢોલડીયા પર ધડકલીયું નંખાઓ,
ઝટ ઢોળાવો પંખાઓ,
મારે અમરાપુરના આણા, મારાં ખુટયા પાણી દાણા—મારે૦

હાંરે રાજજી, નાતીલાઓ જલદી જોવા આવે,
સાથે સહીયરને લાવો,
ઘેર ઘેર બ્રાહ્મણ ચોળાવો, અતલસ પડદા બધાવો—મારો૦

હાંરે રાજજી, છોરૂડાને ધરપત દેજો,
એને જે જોઇએ તે લેજો,
એને વેણુ વેણુ રહેજો, ઉંચે સાદે નવ કહેજો—મારે૦

હાંરે રાજજી, કામણગારાં કજીયાળાં વહુ પાકાં,
જાણે કમળાના કાકા,
વહુનાં પગલાં પારખજો, મને અમરાપુરમાં લખજો—મારો૦

હાંરે રાજજી, બેનો દીકરીયું ઓછું નવ આણે,
તેડાવી ટાણે ટાણે,
એના કરકરીઆવર કરજો, એના મનના કોડ પુરજો—મારે૦

હાંરે રાજજી, ગલઢાં બુઢ્ઢાં મરનારાંને મળજો,
મને સંદેશા મોકલજો,
અથવા સ્વપ્નાંને આરે, ભવ ભોગવશું રહી હારે—મારે૦

હાંરે રાજજી, નીકળ્યા નખને નેહથી સંઘરજો,
પર મોટું મંદિર કરજો,
મહીં મૂર્તિ મારી ધરજો, અર્ચન વંદન આચરજો-મારો૦
હાંરે રાજજી, મરતી મરતી વીરડીએ જઇ આવું,
પછી મોટે મહીઅર જાવું,
મારાં ખખડે બેઠાં ખાલી, મારે દળવું દળણું પાલી-મારો૦
હાંરે રાજજી, મોટેરા જો ઘુંઘટો તાણે,
ડાકટરને રોજ આણે,
અમે લેશું એનો વારો, આ જુગમાં અમલ અમારો,
મારો જમણો પગ ભાંગ્યો.

———:o:———

## ઘુઘવે નાનેરાં બાળ.

( ખેતર વચાળે ખીજડીરે હીંચકે નાનેરાં બાળ—એ રાગ).

ઘરની વચ્ચે ઘોડીયું રે ઘુઘવે નાનેરાં બાળ.—ઘરની૦
જગજીવન ગોપાળ, અંશ એ ઇશનારે; ઘુઘવે—૧
પરમાત્માને પીંપળે રે ઘુઘવે નાનેરાં બાળ;
કોળે દશેદિશ ડાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૨
આવાગમનને પારણે રે ઘુઘવે નાનેરા બાળ;
જનમે જ્યારે જુવાળ! અંશ એ ઇશનારે. ઘુઘવે—૩
ચિત્ર પડયાં લોક લોકના રે, ઘુઘવે નાનેરાં બાળ;
પ્રાણ તણે પરશાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૪
સોણું ભણેલું ગર્ભનું રે ઘુઘવે નાનેરાં બાળ;
પોથી પડી પેટાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૫

હોંશે હાલરડાં સાંભળે રે ઘુઘવે નાનેરાં બાળ;
પડઘા ઝીલે ઉરપાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૬

આભ મંડળ ઓળંગતાં રે ઘુઘવે નાનેરાં બાળ;
''પુગે નજર પાતાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૭

લે છે પરીક્ષા લોકની રે, ઘુઘવે નાનેરાં બાળ;
વાંચે વલણ તત્કાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૮

આંવડે ભીતર ભેદતાં રે ઘુઘવે નાનેરાં બાળ;
વિંધિ વિમોહક જાળ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૯

નોંધે શુભાશુભ ભાવને રે, ઘુઘવે નાનેરાં બાળ;
પરને પડે નહીં ભાળ, અંશ એ ઇશનારે, ઘુઘવે—૧૦

ભારે પડ બ્રંહ્માંડથી રે ઘુઘવે નાનેરાં બાળ;
ફુલડાંનો એ ફાલ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૧૧

જાળવો, તો જગ જાળવે રે ઘુઘવે નાનેરાં બાળ,
નહીં તો ભયંકર કાળ, અંશ એ ઇશનારે. ઘુઘવે—૧૨

વ્હેન વિમળ વિશ્વેશનાં રે, ઘુઘવે નાનેરાં બાળ;
. વટલે જો શેવાળ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૧૩

ભાન ભૂલો પંપાળતાં રે, ઘુઘવે નાનેરાં બાળ,
રુદ્ર થશે વિકાળ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૧૪

દશરથ કૌશલ્યા જીરવે રે, ઘુઘવે નાનેરાં બાળ;
રામ જગત રખવાળ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૧૫

તન, મન વાણી વિશુદ્ધિની રે ઘુઘવે નાનેરાં બાળ;
રાખો ત્રિવેણી રસાળ, અંશ એ ઇશનાંરે. ઘુઘવે—૧૬

——:૦:——

# સ્ત્રીશક્તિ.

## ( રાગ-ભીમપલાસ. ) રાસ.

સજનની સોહાગણ સાહેલડી રે....વિમલ વિશ્વવાડીની વેલડી;
પુરુષ પંખીની ગરુડ પાંખડી રે...ભાવિ બ્રહ્માંડની રાખડી;
જીવન જ્યોતિ યથા દેહમાં, ગૃહિણી શકિત સૃષ્ટિ ગેહમાં,
સાધે સામ્રાજ્યને સ્નેહમાં રે...ત્રિભુવન ગોપાલની ગાવડી-સજનની.

( સાખી ).

સરિતા મીઠી નિર્મળી, સિંધુ છલોછલ ક્ષાર,
અમૃત વર્ષિણી ચંદ્રિકા, સૂર્ય ઝરે અંગારઃ
નિષ્ક્રિય પરબ્રહ્મ અસંગ છે, જગતકેલી પ્રકૃતિને પ્રસંગ છે;
પુરુષ તો તમામ પતંગ છે રે, વિધવિધ વાત્સલ્ય કેરી દીવડી-સ૦

( સાખી ).

ઉદરે, અંકે, પારણે, સકળ જીવન સંગ્રામ,
સતીનું સ્થાન અનન્ય છે, દુઃખીયાનો વિશ્રામઃ
શંકર, મહાવીર, શ્રીરામની, પાંડવ, જગદીશ ઘનશ્યામની;
સ્વાર્પણ સદ્ગુણ સુખ ધામિનીરે
પ્રાતઃ સ્મરણીય પુણ્ય માવડી-સજનની.

( સાખી. )

માતૃભૂમિની મૂર્તિ શી, રમ્ય કળા રસમૂલ;
વંશ, ઉભય ભવ સિંધુથી, તરુણી તારિણી પુલ
જેની કરૂણાએ ડુંગર દ્રવે, ધાયે ધડ જેની વીરતા સ્ત્રવે;
શારદાને શી રીતે કવિ કવે રે, પરમેશ્વરની ચરણ પાવડી-સજ૦

(સાખી.)

કીર્ત્તિ, ગિરા, સ્મૃતિ, ધૃતિ, ક્ષમા, શ્રી, સદ્બુદ્ધિ સહિત;
સાધવી, સપ્તઋષિ નક્ષે, સ્વર સપ્તક સંગીત
શ્રધ્ધા, સેવા, ધર્મધારિણી, ચૌદ લોક વત્સલા વિહારિણી,
પાપ, તાપ, દીનતા નિવારિણીરે, ગંગા, શશી, વિબુધ વૃક્ષ વડી
સુજનની સોહાગણ સાહેલડીરે, વિમલ વિશ્વવાડીની વેલડી
પુરુષ પંખીની ગરુડ પાંખડી રે, ભાવી બ્રહ્માંડની રાખડી

———:o:———

## રણમેદાને આવજો.

(તમે જોજો ના વાયદા વીતાવજો,—એ રાહ)

રંગ આતસ ઉત્સાહ કેરો લાવજો,
હો બેની રમવા રણમેદાને આવજો
ધીરજની ઢાલ પ્રેમ શૌર્ય શસ્ત્ર ધારજો,
શિયળતણું બખ્તર તન પ્હેરીને પધારજો,
આત્માના અમૃતને વધાવજો, અમર (૨) હો બેની રમવા
યુગના આદેશ મુકિત માનવની સાધવા,
પ્રભુનો સંદેશ રાષ્ટ્ર ઇશ્વર આરાધવા,
દુધ સુધ્ધ્ય દીનું દીપાવજો શુધ્ધ (૨) હો બેની રમવા
આગળ ડંકા નીશાન, અભય ન્યાય ચોણીઓ,
સિધ્ધિ વિજુ સાધનાની લડતા નવ થોભીએ,
પ્રભુજાને સંગ્રામા ચલાવજો પુણ્ય (૨) હો બેની રમવા.

અબળા રણભીરૂની અમંગળકર છાંયડી,
પડશે જેના પર તે પડશે શિખરે ચડી,
કેતુ લોકકાંતિનો ઉડાવજો: કીર્તિ (૨) હો બેની રમવા.
જીવન મૃત્યુના પ્રસાદ રણસ્થળે સદા મળે,
બળ વિના પ્રચંડ વિશ્વમાં નહીં કશું વળે,
જોમ રોમ રોમમાં જગાવજો; પરમ (૨) હો બેની રમવા.
મહિલા મુળ, જગ વિકાસ વૃક્ષનું પ્રજા પીલે,
યુગ અનંત શ્રમ છતાં સ્વરાજ સ્વર્ગ શે ખીલે,
ભેખ ભાગ્ય દેવીનો ભજાવજો; ભવ્ય (૨) હો બેની રમવા.
ઓસ્વમાનવેરીને પ્રતાપથી પ્રજાળીએ;
પ્રગતિ રોધી સ્વજનતાની પૂજ્યતા ન પાળીએ;
સાદ એ સમાજને સુણાવજો: શિઘ્ર (૨) હો બની રમવા.
અનસૂયા સીતા ઉમાની પ્રેરણા પચાવવા;
અજીતા જગદંબાનો વારસો બચાવવા;
મુકુટ માતૃભૂમિને ધરાવજો: મુક્તિ (૨) હો બેની રમવા.
લડતાં મરતાં ડરે બચે નહીં બીજી ક્ષણે;
ચક્રપાણી રથ તળે દળે, રૂદન નહીં સુણે;
ભાગીને ન ભૂમિને લજાવજો: વ્યર્થ (૨) હો બેની રમવા.
પદ ધુલિ પડે નયન, થપાટ ખાય ઠોકરે;
દંશ દે કીડી મકોડી, માનથી જીવે મરે,
માનવતાને નહિ હણાવજો: દેવી (૨) હો બની રમવા.
માનવધન વનિતાવિદ્યુત વિણુ વરસે નહીં,
પાવકજ્વાળા પ્રકાશ વિણુ શકે નહિં દહી,
છાયાછખી દામિનિ! સમાવજો: મુગ્ધ (૨)
હો બેની રમવા રણ મેદાને આવજો,–અંગ આતસ.

---

# આશા.

રાસ. (રાગઃ—ગોડ સારંગ)

આશા અષાડલ વિજળીરે, આશા આશ્વાસન અંજલિરે,
અંતર વિગ્રહના તોફાનમાં, વિઘ્નોના વસમા વેરાનમાં;
દુર્જય મૃત્યુના મેદાનમાંરે, આશા વિશ્વાસની વાદળી—આશા
પ્રભુની પ્રતિછાયા સમી, આશા ધરણી ધાવ
આશા ઔષધિથી રૂજે, ઘાયલ દિલના ઘાવ;
ચડતી પડતીની સંગી સખી, સુરભિ સુહાસિનિ સુધામુખી
ચિંતામણી દેવવૃક્ષ ડાળખીરે, વિધવિધ રસરાગની વાંસળી-આશા
આશા સમ્રાજ્ઞિ પદે, ચૌદ ભુવન આશ્રિત;
મુક્તિ ભુવન દ્વારે લસે, આશા સતીનું સ્મિતઃ
ઉંડી ઉંડી અમાવાસીએ, શૂળી કારાગ્રહ ફાંસીએ,
એકાકિ પૃથ્વિના પ્રવાસીએરે, માણી આશા ઉષા પાતળી—આશા
સલિલ મુકાયે સિંધુનાં, કે નભ નં કેલાય;
પણ પૃથ્વિને પાટલે, મનશા નવ મેલાયઃ
આશા બહુરૂપીણિ નવી નવી, દિન દિન હરિયાળી નવ પલ્લવી
બ્રહ્મચારિણી અખંડ સાધવીરે, આશા કુમારી કુસુમ કળી—આશા
ઇચ્છા ઉપજી ઇશને, એક મટી બહુ થાઉં;
વિશ્વલીલા આ વિસ્તાર્ગી, શું એના ગુણ ગાઉં;
પ્રભુજીની પ્રથમા એ આત્મજા, સમજીને કરીએ એની પૂજા
મોહી એનાપર જે જે પ્રજારે, તે તે સર્વસ્વ નાશને મળી—આશા

# બાળ વિભાગ.

## માતા પાસે બાળકની રણઆશા.

રાગ કાફી

(મને પગમા કાંટો વાગ્યો રે મા, ધાધલ મારવાડી—એ રાહ)

ારી દૂધાળી દેહડી દાઝે રે મા, દેશમાં દા લાગ્યો રે,
કા રાણી જવાને કાજે રે મા, રણડંકો વાગ્યો રે;
ર રહું તો તારી કૂખ લાજે રે મા, દેશમા દા લાગ્યો રે;
ંવા પ્યાલા અમીના આજે રે મા, રણડંકો વાગ્યો રે;
' તો સિંહણનું દૂધ ધાવ્યો રે મા, દેશમાં દા લાગ્યો રે;
ને વીર માતાએ ઝુલાવ્યો રે મા, રણડંકો વાગ્યો રે;
શ માટે તારે દ્વાર આવ્યો રે મા, દેશમા દા લાગ્યો રે;
દ્ધ કેશ સંદેશ લાવ્યો રે મા, રણડંકો વાગ્યો રે;
'ને જીવન હોય એ જાણે રે મા, દેશમાં દા લાગ્યો રે;
ંગ રસિયા સૂરતિયા માણે રે મા, રણડંકો વાગ્યો રે;
શે જેનામાં જેટલું પાણી રે મા, દેશમાં દા લાગ્યો રે;
ેની આપવા એંધાણી રે મા, રણડંકો વાગ્યો રે;
ળે વન વાડી વૃક્ષ વેલી રે મા, દેશમા દા લાગ્યો રે,
ળે હાટ શાળાને હવેલી રે મા, રણડંકો વાગ્યો રે;
ળે ગામ ગૌચરને ચોરા રે મા, દેશમા દા લાગ્યો રે;
ંગ ગણીને કંઝું બપોરા રે મા, રણડંકો વાગ્યો રે,
ાઇ કરમી રહે નહીં કોરા રે મા, દેશમા દા લાગ્યો રે;
ાડે ઘડીએ ઘડીએ ટકોરા રે મા રણડંકો વાગ્યો રે;

પિવા પાણી નહીં રોકાઉં રે મા, દેશમાં દા લાગ્યો રે;
રૂણ ભૂમિતણું ચુકાવું રે મા, રણડંકો વાગ્યો રે;
આપ આશિષ મીઠડાં લેની રે મા, દેશમાં દા લાગ્યો રે;
ભેટ બાંધીને હથીયાર દેની રે મા, રણડંકો વાગ્યો રે;

---

## આંગણનાં અજવાળાં.

### હાલરડું.

(બાળા સુઇ જાઓને પારણીએ હીંચોળે જશોદા માવડી—એ રાગ.)

બાળા સુઇ જાઓને, પારણીએ પોઢાડે મધુરી માવડી.
હું વારી જાઉં, હારી જાઉં જો, હસે તમારી આંખડી:—બાળા
પછી વિશ્વતણા વાયુ વાશે, ચંચળ ચિત્ત માયામાં ધાશે;
ત્યારે સુતું નહીં રહેવાશે, બાળા સુઇ જાઓને.
પછી કળજુગ કેરા કેફ ચડે, મારા તારામાં ભેદ પડે,
પછી રણનાં રણશીંગા વગડે, બાળા સુઇ જાઓને.
પછી બહુતરમાં ચિતડું ચોંટે, પછી ધન આશા વળગે કો
પછી લાડકામાં જીવડો લોટે, બાળા સુઇ જાઓને.
ભુજવંશ તણા તમે વેલા છો, મારે અમૃત રસના રેલા
તમે મનહરણા, માથેલા છો, બાળા સુઇ જાઓને.
મુજ આંગણનાં અંજવાળા છો, મારી મોતી કેરી માળા
મુજ ઘડપણના રખવાળા છો, બાળા સુઇ જાઓને:
પારણીએ પોઢારે મધુરી માવડી:—હું વારી જાઉં.

---

# હરિજન વિભાગ.

## 'પ્રભુનાં પગલાં'.

(રાગ—પીલુ.)

જ્યાં દર્દ દૂખીઆરાં, વસે વા'લા વિયોગી જ્યાં,
જ્યાં શુદ્રને કાળાં, નિહાળો ત્યાં ચરણ મારાં, ટેક.
વિદુરને ઝુંપડીએ, વસું શબરીની ઝુંપડીયે;
મા ની મ ઢુ લી યે, નિહાળો ત્યાં ચરણ મારાં. વસે. ૧
ખેડુત ખેતી જ્યાં, સડક બાંધે મજુરો જ્યાં;
જ્યાં ઉર હરીયાળાં, નિહાળો ત્યાં ચરણ મારાં. વસે. ૨
ફાટાં તૂટાં કપડાં, ભૂખ્યે ભરખી રહે ટુકડા;
ખેડાળ ફદવાળા, સુદામા છે મને વ્હાલા. વસે ૩
તો છે મને વ્હાલા, ગરીબ એથી વધુ વ્હાલા;
દીનના સેવક, સદા મુજ પ્રાણ આધારા વસે. ૪

## પરંતુ આપણા પાપે

(કવાલીની ધુન, રાગ-ભૈરવી.)

તમી જે નર્કને ભારે, ઉતારે સ્વર્ગ સંસારે,
પીલાયે આજ પગથારે—પરંતુ આપણા પાપે; ૧.
રહે જે ઢાંકવા કાયા; પૂરે જે પૃથ્વિના પાયા,
જુદા એ માડીના જાયા—પરંતુ આપણા પાપે; ૨.
તપે તપ છેક છેવાડે, ન આવે અન્યને આડે,
પડે અજ્ઞાનને ખાડે—પરંતુ આપણા પાપે; ૩.
રશુશબની કરી પાનિયા ઉગારે અગ્નિથી દુનિયા,
વેતે મડદાલ પર દશ્નીયા—પરંતુ આપણા પાપે; ૪.

સ્વિકારી સૃષ્ટિની સેવા, દીપે જે દેવની જેવા,
પડયા છે શ્વાનના હેવા—પરંતુ આપણા પાપે, ૬.
મૂકી માથું મરણ ખોળે, અમીરસ ધરણીએ ઢોળે,
ભૂખ્યા તરસ્યા ભમે પોળે—પરંતુ આપણા પાપે, ૭.
લઇ સેવાતણી દિક્ષા, કરે બ્રહ્માંડની રક્ષા,
ભુંડા અન્નજળ તણી ભીક્ષા—પરંતુ આપણા પાપે, ૮.
પૂજા સત્કાર અધિકારી, સદા સન્યાસ વૃતધારી,
ધુલી ધુસર મલિન આહારી—પરંતુ આપણા પાપે ૯.
ખરેખર બાંધ બેલડીયાં, સહોદર વીર સાંપડીયા,
જુટે એહા જુદા દડિયા—પરંતુ આપણા પાપે; ૧૦.
પ્રભુના બાળ નાનડીયાં, શુકનવંતા સમો વડિયાં,
અરે અસ્પૃશ્ય થઇ પડિયાં—પરંતુ આપણા પાપે, ૧૧
ગતિ જે વિશ્વને દે છે, ચરણસમ પ્રભુતણા જે છે,
લતાઓ[૩] લોકની લે છે—પરંતુ આપણા પાપે; ૧૨
પૂરાણા પ્રેમીઓ શાણા, મળ્યા પ્રભુને, પૂજી પાણા,
ન ચેતન દેવને જાણ્યા—પરંતુ આપણા પાપે, ૧૩
ટકોરા દઇ દઇ દ્વારે, પ્રભુ દીન બંધુ પોકારે
તીરસ્કાર્યા અહંકારે—પરંતુ આપણા પાપે, ૧૪
ચડી શ્રમજીવીને ખંભે, નીશાચર નાશ આરંભે,
નહિં નર કેશરી થંભે—પરંતુ આપણા પાપે, ૧૫
વિશુદ્ધિની વીરલ ઘડીએ, પીછાણી પાપને રડીયે,
પુન નિદ્રા વિષે પડીએ—પરંતુ આપણા પાપે, ૧૬
હજુ ધર્મે હજુ જાતે, રહ્યા જે હિંદુ સહુવાતે,
હરાયા ખ્રીસ્તીને હાથે—પરંતુ આપણા પાપે, ૧૭
વિમળતા જેમને પગલે, પધારે એ કૃપા બદલે,
પ્રજા નિજ છાંયથી વટલે—પરંતુ આપણા પાપે; ૧૮

હજુ જેના નખે નખમાં, ભર્યાં મળમૂત્ર ભારતનાં,
પડે પરધર્મીના કલમા—પરંતુ આપણા પાપે; ૧૯.
યુગાન્તર આણવા દેશે, મનુ ગાંધીજીને વેષે;
પધાર્યા ત્યાં ચડયા ઠેશે—પરંતુ આપણા પાપે; ૨૦

(૧) જોડા. (૨) દિવસો. (૩) લાતો.

---

## મહાત્માજી દ્વારા પરમાત્માનો સંદેશો.

[ કુંજલડી સંદેશો અમારો એ ધુન—રાગ માઢ. ]

મોહનજી સંદેશો અમારો જઇ જનતાને કેજોજીરે,
વાસી વૈકુંઠના જન્મે જમ્બુદ્વીપ પોવી પરસ્પર રેજોજીરે. ટેક

[સાખી.]

પ્રગતિ વિરૂદ્ધ પ્રજા પડે જાય રસાતલ દેશ,
ઉચિત ધર્મ ક્રાંતિ બળે પાળું હું પરમેશ.
જનની સેવા એજ યુગનો આદેશ છે,
લાવો અસુલખ લેજોજીરે—મોહનજી.

[સાખી.]

બળબુદ્ધિ ધન ધર્મથી, જન હિત જો ન સધાય;
સમધારણ કરવા ચહું, શાંત અશાંત ઉપાય.
જનતા કલ્યાણે આપો આહુતિ,
નહિંતર દાવાનળ સહેજોજીરે—મોહનજી.

[સાખી.]

મુજ મંગળ સર્જન રથે, સારથી શુદ્ર સમાજ;
ચૂર્ણ થશે તે ચક્રથી, જે અટકાવે આજ.
તરવાનું હોય તો દીન દલીતની,
પ્રેમ ગંગામાં વહેજોજીરે—મોહનજી.

## ભુદેવની ભુલ.

[ રાગ માઢ-કાચબા કાચબીના ભજનની ધુન. ]

ભોળા ભટ બ્રાહ્મણો ભૂલે, પછી અપરાધ કબુલે
ભર ઉનાળે ધેનુ ચરાવતાં લાગી ભુધરને ભુખ;
બ્રાહ્મણ પાસે ભીક્ષા યાચી મરડયાં ત્યારે મુખ;
સતિ વિપ્રાણી શાણી, કળ્યા સારંગ પાણી—ભોળા
એક દિન ઇંદીરાને અંક, પોઢયા હતા પરમેશ;
ભ્રગુ ઋષિ અતિ રોષે ભરાયા, મારી પ્રભુને ઠેશ,
કૃષ્ણજીએ કામણ કીધું, પદ્મ પગમાંથી લીધું—ભોળા ભટ
સુણી સતીનું મૃત્યુ સ્વયંભુ, શંભુ આવ્યા દક્ષ દ્વાર,
હાંસી કીધી હર કેરી ત્યારે, વિપ્રે આણી અહંકાર,
પછી પરિણામ જોઈ ગયા, શિવ પાસ રોઈ—ભોળા ભટ
બુદ્ધ વિરોધ કર્યો પણ આખર પૂજ્યા ગણી અવતાર,
ગાંધીજીની પણ ભસ્મરાશી પર પહેરાવશે ફુલહાર,
કાંટો વર્વાવી જો કે આજે નિજવાટ રોકે—ભોળા ભટ
દેવ સમા દુનિયાના જ્યારે, બ્રાહ્મણ કરશે ભુલ,
કોણ અમે અજ્ઞાની પ્રાણી, વિપ્ર ચરણની ધૂલ.
પ્રભુ બ્રાહ્મણને હૈયે રહેજો હરદમ વિનવીએ—ભોળા ભટ
બ્રહ્મ પ્રથમ કુમાર છેબ્રાહ્મણ, બ્રાહ્મણથી બ્રહ્માંડ,
વિપ્ર ચાલે વિપરીત વિધિ વશ, જગનો હત્યાકાંડ,
પ્રભુ બ્રાહ્મણને અંગે રહેજો સઘળે પ્રસંગે—ભોળા ભટ
હરિજન ચર્ણ વિરાટ વિભુના, વિશ્વના વેગ સ્વરૂપ,
અગ્નિ મુખ ઉત્તમાંગ પ્રભુનું, જગનું જીવનરૂપ,
પરસ્પરથી જો ભાગે, પ્રલય પૃથ્વિને ભાગે—ભોળા
યુગધરની ઓળખાણ રહીનહિં, આદ્ય વિધિનું ગુમાન,
પદમાપતિએ પદમા હરી, હર્યું જ્ઞાન પતિએ જ્ઞાન,
બર્થ ભીક્ષાનું ભાણું પળેપળ થાય કાણું—ભોળા

## હરિજનોનું નિમંત્રણ.

(જગડો લાગ્યોરે શ્રીજમનાજીને આરે. એ ધુન. રાગ-ભૈરવ.)

એકવાર આવો હો માડી જાયા અમ દ્વારે.
ઓથ તમારી અમારે—એકવાર આવો હો-ટેક.
નવરાશ ટાણે, માતા પ્રમાણે.
સાંજ બપોર સવારે—એકવાર આવો૦
સુની ઝુંપડીએ, જુની ગોદડીએ,
દીન દુઃખીને ઉતારે,—એકવાર આવો૦
ચરણો ધરવા, અછુદયા ઉદ્ધરવા;
ઠરવા પોતાના પ્યારે—એકવાર આવો૦
સ્નેહ દિવડીએ, અમી આંખડીએ;
પ્રાણ પ્રેરી પડકારે.—એકવાર આવો૦
વિધિએ વછોડયા, સગપણ તોડયા,
તરછોડયા સંસારે—એકવાર આવો૦
અંતર ડંખે જ્યોતને જંખે,
અથડાઈએ અંધારે—એકવાર આવો૦
અંગ ઉઘાડે પડયા છેવાડે,
ઇશ્વરને આધારે—એકવાર આવો૦
વણીએ વેજાં, ઘાયલ કલેજાં,
જીગર તુટે દુઃખ ભારે—એકવાર આવો૦
ભેટી પરસ્પર, ખોલશું અંતર,
રસ જંતર જંકારે—એકવાર આવો૦
અન્નજળ અજીઠાં, મીઠાં ન દીઠાં,
પીઠાં મડદાલ પનારે;—એકવાર આવો૦
સ્વર્ગ ઉતારવા નર્ક નિવારવા;
સુના જીવનને આરે—એકવાર આવો૦

જીવન મળશે, સ્વમાં ફળશે;
સર્જનને સહકારે—એકવાર આવો૦
નાવણ અંગે કરશું ઉમંગે;
શુદ્ધ થશું સત્કારે—એકવાર આવો૦
વાસ સુધારી, આણુ પથારી,
પાથરશું ઉપકારે—એકવાર આવો૦
સુખદુઃખ પૂછી, આંસુડાં લૂછી
પરવરજો પલકારે—એકવાર આવો૦
લાવો થઇ સાથી, મડા બંધમાંથી
માનવને અધિકારે—એકવાર આવો૦
સાંધ્યાં તુટેલાં, બાંધ્યાં છુટેલાં
બાપુએ બાંધવ તારે—એકવાર આવો૦
જન્મે સહોદર, ધર્મે સહોદર,
વણકરી જગવૈદું વ્હેવારે—એકવાર આવો૦
આ તે શાં અંદર, ભેદ ભગંદર,
ભેટો વિજાતિને જ્યારે—એકવાર આવો૦
આવડે એવી, સેવા નજીવી;
કીધી એ કોણ સંભારે—એકવાર આવો૦
વિષ્ટા ઉચકીએ, એમાં શું બકીએ;
વણીએ વળી પેટ ગુજારે—એકવાર આવો૦
વિધર્મી આવે, જાળ બીછાવે,
વણ તેડયા વારે વારે—એકવાર આવો૦
હો દીનબંધુ વાત્સલ્ય સિંધુ
વેગે પતીતની વારે—એકવાર આવો૦

# મૃત્યુવત્ હિન્દુધર્મ.

(નહિં નમશે નહિં નમશે નિશાન ભૂમિ ભારતનું–રાગ પીલુ)

ધર્મ મરે, ધર્મ મરે, આ વાર હિંદુધર્મ મરે,
ધર્મ શીરે વિંજાઇ રહી છે, કાતીલ રૂઢી કટાર—હિંદુ.
ધર્મ કલેવર નવચેતનના બંધ પડે ધબકાર—હિંદુ.
દૈવી સંપત્તિ ધર્મ જીવનપર અસુરતણા અધિકાર—હિંદુ.
ધર્મ તણા જગવત્સલ હૈયે હત્યારાની હાર—હિંદુ.
સ્વચ્છ પ્રકાશ હવા અન્નજળવિણ, પ્રભુ પોતે હદપાર—હિંદુ.
સૃષ્ટિ સનાતન બ્રહ્મ પુરાણો સહુ યુગનો આધાર—હિંદુ.
નૂતન અડોળ અખંડ રહ્યો જે, વેઠી વજ્ર પ્રહાર—હિંદુ.
સાખ પુરે એ ઢોલ વગાડી, આપસના વહેવાર—હિંદુ.
નિત્ય લખે શોણીતને અક્ષર, સત્ય સમર સરદાર—હિંદુ.
ભાન ભૂલ્યા હિંદુને હાથે, મર્મ સ્થળે સહી માર—હિંદુ.
સહધર્મી છાંયે છોવાતા, શિષ્ય ગુરુને દ્વાર—હિંદુ.
પ્રભુ બાળકથી પણ અભડાતાં, પ્રભુ મંદિર મોઝાર—હિંદુ.
પદપદ પડતો બંધીજન સમ ચોગમ બંધન ભાર—હિંદુ.
ભીતર ભાળો મૂર્છા ટાળો, ઘાવ કરો ઝટ બ્હાર—હિંદુ.
મૂઢ મટી ચૈતન્ય પૂજાનાં, સાજકરો તૈયાર—હિંદુ.
શું વળશે પછી શબને અર્ચ્યે, બાહ્ય વિવિધ ઉપચાર—હિંદુ.
જન્મ્યા જેમ બહુ યુગ લક્ષી, થાવ નવા સ્મૃતિકાર—હિંદુ.
જરૂર પ્રમાણે જગપતિના પણ બદલાયા અવતાર—હિંદુ.
બુધ્ધ ઋષભને પ્રભુ સમ પુજી, કીધા જન્મ સ્વિકાર—હિંદુ.
રાષ્ટ્ર જીવાડી જીવ્યો આધાપી, પ્રેરી પરસ્પર પ્યાર—હિંદુ.
ઋષિ મુનિઓએ ધર્મ જીવાડયો, આપી નવો આકાર—હિંદુ.
ઉગરો જો નિજ દ્વાર વધારો, નવયુગ સર્જનહાર—હિંદુ.

સત્ય અહિંસા પ્રેમ દયાશાં, અંગ અપંગ અસાર—હિં
પુણ્ય ચરણ ક્રમળે પ્રભુ કરશે, શકિત તણો સંચાર—હિં
શુદ્ધ થઇ પ્રભુને પધરાવો, જીવન અંદર બ્હાર—હિં
ધર્મ મરેતો ધરણી કેરો, કોઈ ન તારણ હાર—હિં
પુનઃ કરો વર્ણાશ્રમ કેરા, વર્તુલનો વિસ્તાર—હિં
નિર્દય જડહૃદય ચરણ ડુળાયે, પ્રભુમય ચેતન સ્વાર—હિં

---

## લોક સેવા.

(રાગ માઢ; ચાબખાની ધૂન)

સાર સહુ ધર્મોતણો લોક સેવા, હરિએ ઘડયા હાલતા ચાલતા દેવા—
અગણિત રૂપે જન્મ્યા જનાર્દન, જ્ઞાની અજ્ઞાની એવા;
સ્વર્ગ સુના કરી વાસી વૈકુંઠના, આવે મૃત્યુલોક રહેવા—સાર

પાષાણને પીંડ પ્રભુને પ્રગટાવે, નર કોઇ નામદેવ જેવા,
પાણી ઉપર જે પર્વત તરાવે, એને રઘુવીર કહેવા—સાર
પ્રતિમાને પડદે પોતે આરોગે, માખણ મીસરી મેવા,
ભૂખ્યા નારાયણનો સાદ સૂણીને, દોડે છે બારણાં દેવા—સાર

આત્મા પરમાત્માને ઓળખે નહિંને, હડીયું[1] કાઢયાના હેવા;
સામેના સ્વર્ગનું નર્ક રચે છે, લક્ષ આપેનું લેવા—સાર
ચેતન અમૃતરસ સાગર ચોગમ ત્યાં, છીલવા ઝુરે કોણ નેવાં;
પ્રેમ ભકિત વિના પાવન કરે નહિ, ગંગા ગોદાવરી રેવા—સાર
મુકિત આત્માની શ્રેય જગતનું, મોદક ઉભય કર દેવા;
તત્પર સદા જન સેવા જનોના, શીદ બીજે દુઃખ સહેવાં—સાર
જ્ઞાન, ભકિત શા અરણી ના યોગે, પ્રગટયો પાવક જન સેવા;
કનક કથીરની કાટે કસોટી, કંપંવ ગાજે ભાર વહેવા—સાર

૧. દોડાદોડી; ૨. કાણું.

દૈવી સંપતિના દેવ લાયક છે, વિશ્વપતિમાં વહેવા;
બીજા બીચારા પ્રલય પછીપણુ, ઘાણીના બળદની જેવા—સાર૦
અવસરંજન સેવાનો ક્ષણુ ક્ષણુ આ યુગમાં, આપે આપણુને દેવા;
જન એ જનાર્દન નર એ નારાયણુ, તત્વ વ્હેવારમાં ટેવા–સાર૦
ગાયું ગીતામાં લોક કલ્યાણુમાં; કામ આવે જન કેવાં.
મલિન દેહાત્મવાદી મગરૂર મોહાંધ જે, ભેખ લજાવે તેવા–સાર૦

——:૦:— —

## મહાત્માજીનો હરિજન પ્રેમ.

### રાગ–ભીમપલાસ.

( પાલવડો મારો મેલો મોહનજી—એ ધુન. )

ગ જુગ ભંગી ભલે જન્મુ પ્રભુપણુ, અસ્પૃશ્યતાને નિવારજોરે જીરે.
મેં ભંગી છો ગણાયો પ્રભુપણુ, ભાર ભૂમિનો ઉતારજો જીરે-ટેક.

(સાખી)

જોડે અંતર હિંદુનાં જો મુજ શણનો પૂલ.
ધન્ય ન એથી અન્ય છે નાથ નજીવું મૂલ;
મૃત જીવનને મંગલ ચોઘડીએ, પ્રભુ મુજને પેલો સંભારજોજીરે.
ાશાળાના ઉઘડતે દ્વારે, ગરીબ ગાંધીને પોકારજોજીરે.–જુગ જુગ.

(સાખી.)

લાંછન હિંદુ ધર્મનું, ધોવા ગંગાનીર,
કરજો જો કરવા ઘટે, આ મુજ રંક રૂધીર.
ાત્થરા લાઠી કેરી જડીયું વરષાવતાં,
પિનાકી આ પગલે પધારજો જીરે
ાતી પાતાળે ડુબેલા મુંજ બાંધુના, આત્માને ઉદ્ધારજોજીરે.–જુગ.

(સાખી).

જનની ગ્રહ સુધારશે, હરિજન જગ સુધરાઇ.
શબ પેઠે જીવતી સડે, ધા સુણજો જગરાય.
એવા નોધારા આ જન્મ સેવકના, તનમન ધનને તારજો જીરે
સહુના પાપોની વધાવું શીક્ષા પ્રભુ,
સંકટ સૃષ્ટિનાં સંહારજોજીરે-જુગ

(સાખી.)

વ્યષ્ટિ સમષ્ટિ પોષતી, સર્વે થાવ સ્વતંત્ર.
પ્રેમ બળે પ્રત્યક્ષ હો! પરમાત્માનું તંત્ર
ભવદીય નિષ્ટાએ મુજ બીંદુ કેરા આ, સીંધુ શાં કોડ સ્વિકારજોજીરે
અંશોના *અંશુએ પ્રગટી પ્રભાકર,
જગના તિમિર વિદારજો જીરે—જુગ જુગ

* કિરણ

———:૦:———

# સામાન્ય વિભાગ.

—:०:—

## "ગામડીયાં"

(રાગ કલ્યાણ)

અમારાં ગામડીયા અણુમોલ, અમારાં ગામડીયાં અણુમોલ;
ઝુલન્તો પ્રભુ નિજ પ્રેમ હિંડોલ, અમારાં ગામડીયા અણુમોલ. ટેક.
શાન્ત, સરલ, નિષ્પાપ, પ્રમાણિક, નિર્મળ નિજ મુખ બોલ;
નિજ રહેણી કહેણીમાં, ન મળે પુરવાસીની પોલ—અમારાં. ૧
ગામડીયાંને જુને ઝુંપડે, હજુએ હિન્દ અડોલ;
સ્વપ્ને નહિ બોલી બજાવે, દેશ પ્રીતિનો ઢોલ.—અમારાં ૨
નિજ શ્રમ સ્વેદ પરે સરજાયાં, હાટ હવેલી મ્હોલ,
ભુખ્યાં રહી પણ પરને પીરસે, એવાં છે દીલ ડોલ—અમારાં. ૩
કાકેમનાં હથીઆર ન આવે, હલધર હળને તોલ,
નિજ આરે આંજે આખલડી, ઉજ્વલ હંસહરોલ,—અમારાં. ૪
જેવાં છે તેવાં દેખાયે, નહિ ડહાપણનો ડોળ;
પાપ પ્રપંચ પરે ન ચડાવે, ધર્મ વૃત્તનો ઢોળ.—અમારાં ૫
ગોપદરજ ભીનાં રમતાં, જ્યાં શિશુ જન રકત કપોલ;
નિજ ભાલે ભાળું ભારતના, શુભ ભાવિના કોલ.—અમારાં ૬
નિજ દ્વારે કુદરત કરૂણાની, ઉછળે અમૃત છોળ;
ઘેર ગંગાને ઘાટ કરાવે, અતિથિને અંઘોળ.—અમારાં ૭
દાન દયા દીનતાની ત્રિવેણી, ન્હાયે સહુ ઉરખોળ;
નિજ આંપેશી જગ બાંધવની, જ્યોત જલે જગ જોળ—અમારાં ૮

—:०:—

## હિન્દનું જવાહર

(ગઝલ)

ભાંગે નહીં ભાંગે નહીં, જળહર જવાહર હિન્દનું;
પાણી કદી ત્યાગે નહીં જળહર જવાહર હિન્દનું.
ઘણુની ભલે ઝમઝટ પડે, ઘાની નિશાની નવ જડે;
ભારત તણું ભાવિ ઘડે, જળહર જવાહર હિન્દનું.
મોતી ભૂમિ ભાલે જડયું, તેજસ ત્રિભુવન પર ચડયું;
એથી અલૌકિક ઉઘડયું, જળહર જવાહર હિન્દનું.
તાતે પ્રખર બુધ્ધિ ભરી, માતે વિરલ શ્રદ્ધા પુરી;
ભુમિને દીધું કુંદન કરી, જળહર જવાહર હિન્દનું.
ડોલર સમા દ્રવતા દિલે, શિર વજ્રની વૃષ્ટિ ઝીલે;
ખપ્પર તણે ખોળે ખીલે, જળહર જવાહર હિન્દનું.
યુગ ધર્મની દિવ્યાકૃતિ, શ્રમજીવીઓની ઉન્નતિ;
યુવક જગત કેરી ઇતિ, જળહર જવાહર હિન્દનું.
માંડી વલોણા શ્રીધરે ચૈતન્યનને મહાસાગરે;
લાધ્યું અનુપમ આખરે, જળહર જવાહર હિન્દનું.
દુનિયા તણો દૈવી દીવો, વંટોળીએ નિશદિન નવો;
જનતા રટે જુગ જુગ જીવો, જળહર જવાહર હિન્દનું.

———:૦:———

## નિઃષ્કામ પ્રેમ

(રાગ માઢ)

વાડી વેડીશમાં ફૂલડા તોડીશમાં,
મારીરે વાડીના ભમરા, વાડી વેડીશમાં. ટેક.
મારી વાડીમાં, ચંપોને મરવો,
વાસણું લેજે, પણ ફૂલડાં તોડીશમાં. મારીરે. ૧

મારી વાડીમાં, ગંગાને યમુના,
ન્હાજે ધોજે પણ પાણીડાં ડોળીશમાં.
મારી વાડીમાં માનસરોવર,
મોતીડા વ્હેજે પણ છીપલાં ફોડીશમાં. મારીરે. ૩

——:o:——

## નહિં જાઉં શહેરમાં

(નાગર નંદજીના લાલ રાસ રમતાં મારી નથડી ખોવાણી—એ રાહ)

નહિં જાઉં શહેરમાં હો રાજ, ઘરઘરમાં ઉકરડા
એનાં માનવી બહુ મેલાં.—નહિં જાઉં.
વેશ્યા, વૈદ, વકીલ વધે જ્યાં, જયમ મેલા પર માખી;
ક્લેશ દરદ ને ઝેરે વેરે, સળગે વસ્તી આખી.—નહિં. ૧
હાટ હવેલી દરબારે, જ્યાં જાઇએ ત્યાં લુંટાઇયે;
મુલગા જાય તણાતા ઉલટા, દેવામાં ડુબી જાઇયે.—નહિં. ૨
ચા, સિગારેટ, ચુનો, બાટલીયાં, પાલર ખાટાં પાણી;
ઝેર હળાહળ ઝડપી ઝડપી, પીએ માનવ પ્રાણી.—નહિં. ૩
નહિં આંગણીયાં નહિં ઓસરીયું, ચોક નહિં નહિં શેરી;
ઉપરા ઉપરી માલ અડોઅડ, વસ્તી ઘાટી ઘણેરી.—નહિં ૪.
ભટકાય તઇ જે ભાળે એવા, જન આવે હડફેટે;
ડગ દેતાં, પડતાં, લડથડતાં, જીવતાં મડદા લેટે.—નહિં. ૫
સીંચણવા સંચરવું હોય ત્યાં, પકડે ઘોડાગાડી;
પગલે પગલે ફાળ મરણની, આવે મોટર આડી—નહિં. ૬
વ્હેતાં નીર પવન વાતો, બંધાયા બંદીખાને,
સુરજ ઠરે તોય જીવ ઠરે નહિં, મન વ્યાકૂળ નહીં માને.—નહિં. ૭

ધાંધાં લોક, ધુંવાડાને કકળાટ થકી, સુખ આશે,
ઘરને ભૂલી પીઠાંને ઘેરે, શેડ ઉઠે આકાશે.-નહિં. ૮

ચોપડીઓનો પાર મળે નહિં, શું મુકવું શું લેવું;
બહુ મોંઘું, ભારે અણખપનું, ભણતર ચણતર એવું.-નહિં. ૯

નાના મોટા સહુએ સરખા, નહિં મરજાદા રાખે,
સબળા નબળા એક બીજાને, ખાવા જાવાં નાખે.-નહિં. ૧૦

દુધસુખા બાળકની બાંધે, બુઢ્ઢા રોજ નનામી;
ઉભી બજારે અરધ ઉઘાડી, બાયું મળે છે સામી.-નહિં. ૧૧

પાંચ વીશુમા એક રળે ને, ભુખ બીજાને આવે,
માણસ ઢોર પીલાઇ મરે, ત્યાં સંચા રાજ ચલાવે.-નહિં. ૧

દાણા, દૂધ, કપાસ, તણો પણ કસ, કાઢી લ્યે સંચા;
કુચો કચરો ખાવો પીવો, લુગડાં આછા, કુચા -નહિં. ૧૩

નહિં સગપણ નહિં મન મોઘે નહિં મોસમ નહિં મ્હેમાની.
સુગ ચડે સાજન માજનને, ગરવાં ગામડીયાંની.-નહિં. ૧૪
કેવી હતી કાના કણબીની, કડવી રાંક કુંવારી,
શહેરીને પરણાવી, નથી વરતાતી નર કે નારી -નહિં. ૧૫
ભાળ ન લે ભુખ્યા તરસ્યાની, કોઇ સગું ખવરાવે,
કોકાં જેવાં ફૂલકાં ફગવે, પૂછી પૂછી કવરાવે.-નહિં. ૧૬
ચરવાના ઠેકાણાં ન મળે, ઢોર ડબામા રૂંધે
શહેરીથી સો વેરી સારા, લઇ જાય મારગ ઉંધે.-નહિં. ૧૭
ચમકે શેર, પરાયા લોહી, ભર્યા ભરનીંગળ જેવા;
પિંડપીડા સ્હેવાય ન તંઇએ; દોડે કરવા સેવા.-નહિં. ૧૮
ક્યાંય હિલોળા નહિં હરિયાળા, નહિં માયા નહિં છાંયા;
દીઠી ગમે નહિં ભૂમિ માતાની, મેલી નવઅી કાયા -નહિં ૧૯

---

# "દેવનાં દેરાં"

(પરદેશી સૈયાં–એ રાગ)

ગરીબોનાં હૈયાં, માણેક મોંઘેરાં દેરાં દેવનાં: ટેક
ત્યાં ભાળ્યાં પ્રભુનાં, નામો નોંધેલા અણુસૂણ્યાં નવાં.–માણેક. ૧.

ઓળખજો આળાં એનાં, પોચાં પોચાં રૂ જેવાં;
વ્હાલાં જો જો ના વધું વિંધતા, ભેટો થઈ ભૈયાં–માણેક. ૨.

દેવા નવ દમડી હોયે, અમૃત જળ દેજો તોયે;
વાંકી ભ્રકુટીએ ના દુભાવતાં, આશાએ આવ્યાં.–માણેક. ૩.

સ્વજનોને સહુએ માને, બમણો બદલો લેવાને;
સ્વાર્થ હીણુ સેવે દીન, દેવતા, મળશે ક્યાં એવાં.–માણેક. ૪.

દીનનું જેમ સ્વાગત થાએ, તેમ તેમ તે અતિ હરખાયે;
જાદુ આશિશે, જજમાન ત્યાં, સુર કેરાં સુખડાં.–માણેક. ૫.

પડતાં પડતાં પગ ધરતાં, ડરતા ડરતાં ડોલન્તા;
ઉચ્ચરતાં વચનો આશિષનાં, ટુકડાનાં ભુખ્યા.–માણેક. ૬.

દુખીયાનાં જેહ સહાયક, તે જગનાયક પદ લાયક;
દાયક એ સેવા ઉપદેશના, પાલક પ્રભુતાના.–માણેક.૭.

જઠરા અધરાઇ જ્યાં જ્યાં, ચાણુક ચલવે સુરવર ત્યાં,
માય.વી યજ્ઞો બીજા માનવા, ભૂલતાં નહિ. ભૈયા–માણેક ૮

ગરીબો પ્રભુને વેચાયાં, બોલે બાંધ્યા જગરાયા;
બાળકડાં આપણુ મહાબાપના, સહુએ બેલડીયા.–માણેક, ૯.

દીનની ચુતી આંખડીએ, ડસડસતા રોતાં હૈયે;
શબ્દો સુણાયે કિરતારના, સુણજો સુણનારા.–માણેક. ૧૦.

——:૦:——

# ભક્તિ વિભાગ.

—:૦:—

## અવતારની યાદી.

(રાગ—કાફી.)

કલિભારે પાતાળ ઉતરતી પૃથ્વી પોકારે,
હો નાથ! કહોજી કોલ પ્રમાણે અવતરશો કયારે?

મુકી માનવતાની માઝા, પ્રજાનાં પ્રાણ ચુસે રાજા;
કરી નીજ ખુન તણાં ખાજાં, કરી તન તંતુ તણાં વાજાં,
માનવ ભક્ષી ભૂત ભુખ્યાં એ, સૃષ્ટિ સંહારે—હો ન

વહાવી ક્ષિર દધિનાં ઝરણાં, કરે બ્રહ્માંડ તણાં ભરણાં,
તમે પણ નમતાં નિજ ચરણાં, લઇએ દાંત વિશે તરણાં,
યંત્ર દળાતી ધેનુ પૂછી રહી, રડતી ચોધારે;—હો ન

સ્થળે સ્થળ પાપ તણાં થાણાં, કદિ નહિ ન્હાય રૂડાં વહાણાં,
નથી ઋતુઓનાં ઠેકાણાં, સુકાયાં નીર ખૂટ્યા દાણા,
જગ જડવાદ તણો જંઝાનિલ, જંબુદ્વીપ ઓરે—હો ન

પુરાણ કુરાન ન કોઇ વાંચે, અતિ પર ભાષા પર રાચે,
નિરંકુશ સર્વ બની નાચે, જઇ સુર જક્ષ ગૃહે જાચે,
પાપીનાં પોબાર પડે છે, હરિના જન હારે;—હો ન

અમારા કાશીને મક્કા, પરે પ્રભુ દ્રોહી તણાં ડંકા,
સીતાજી રાવણને લંકા, કરે પરદેશી શિરે પંખા,
અભડાવે છે યજ્ઞ અમારા, દનુ સુત સંચારે;—હો ન

હિમાલયને સુરની સરિતા, સહે પરદેશી તણી સત્તા,
ઇતર સ્થળ જે યાત્રા કેરાં, ભરે પરદેશ તણા વેરા,
પૂર્વજને પાણી દેવું રહી, કેને આધારે,—હો નાથ,
હિંચોળ્યા હરિ તમને જેણે, રમાડયા અંક વીશે જેણે,
પીવાડયાં દુધ મીઠાં જેણે, ઉછાળ્યાં વક્ષસ્થળે જેણે,
નથી નિજ વેણુ વગોટયાં, વલ્લભ આપે કોઈ વારે—હો નાથ,
મીરાં શિર મહિપતિની પાળી, દુઃશાસન ઘેરી પાંચાળી,
નિંભાડે બળતી માંજારી, અહો ગ્રાહે જેમ ગજ ઝાલી.
તેમ પીડાયે માત તમારી પરને પગથારે,—હો નાથ,
નથી કોઇ દીન તણું આજે, પડેલાં પર પગ દઇ ગાજે,
નહિ પરને પીડતા લાજે, બીજાને જોઇ સુખી દાઝે,
સામ્ય સુધા માનસ રેલવવા દુનિયાને દ્વારે—હો નાથ,
ગ્રહે ગ્રહે રાસ લીલા કરવા, જને જન પ્રેમ પ્રભા ભરવા,
ઉરે ઉર શાન્તિ પાથરવા, મહાઘન મોહનિશા હરવા,
બ્રહ્મ જીવનના ભોર, પ્રગટવા ભ્રકુટી ટંકારે;—હો નાથ,
ગીતામાં જે આપે ગાયું, વળી જે વાંસળીયે વહ્યું,
અને જે પ્રિય જનને પાયું, નથી એ અમથી વિસરાયું,
દેવ બધા બંધી થઇ બેઠા. દશ સુખ દરબારે;—હો નાથ,
વિભુ જો વાર વધુ થાશે, મહાતલ મહીમાતા જાશે,
તમારાં વેણુ વગોવાશે, અસુરો હર્ષનીરે નાશે,
મલ છલનાં મંડાય મહાલય, યોગમ સંસારે;—ઓ નાથ,
પ્રીતે બહુ વિધતનુ ધાર્યા, વિભુ જ્યમ વેદો ઉદ્ધાર્યા,
સકલ સાધુ જનને તાર્યા, પ્રબળ દાનવ દલ સંહાર્યા,
ચડવા તેમ તપસ્વી મહાત્મા. મોહનની વારે;—ઓ નાથ.

---

## ભગવાનને વ્હાલા નથી.

(મારા બંધુ સ્વરાજ લેવું રહેલ છે—એ...રાહ)

તાણે મોટાં ટીલાં. પણ ઢોલ સુણે ત્યાં ઢીલા
એવા ભકતો ભગવાનને વ્હાલા નથી.
તડુકી પાડે તાળી, પણ ભાગે ઉંદર ભાળીઃ—એવા ભકતે
ગરજે જાણે સાયર, પણ કામ પડે ત્યાં કાયર—એવા ભકતે
બોલે મધુરી વાણી, પણ પાય પળી નહીં પાણી—એવ
કરમા લાંબી માળા, પણ વરતનમાં બોપાળાં—એવા ભકતે
દેવળ મંદિર દોડે, છળ કરવાનું નહીં છોડે—એવા ભકતે
દૃષ્ટિ છબીમાં ખોડે, નહિં જીવ પ્રભુમાં જોડે—એવા ભકત
ચિત્ત ગગનની વાટે, પણ જીભ ઉકરડા ચાટે—એવા ભકત
જગને જુઠું ભાખે, પણ મન માયામાં રાખે—એવા ભક
જ્યાં ત્યાં ધડ શિર ઢાળે, શુભ કર્મ થકી કંટાળે—એવા ભક
'હરિરસ' હરિરસ' રાગે પણ રોજ બીજાને બાળે—એ
પળ પળ પિંડ પખાળે, નહીં અંતરને અજવાળે—એ
ભૂલ બીજાની ભાળે, પણ નવ પોતાની ટાળે—એવા ભક
'પ્રભુ' 'પ્રભુ' રટતો જાગે, પણ પ્રભુ આવે ત્યાં ભાગે—એવા ભક
બોલે દીનદયાળુ પણ લુંટે ગરીબનાં વાળુ—એવા ભક
'હરિ,' 'હરિ' મુખથી બોલે, પણ જીગર બીજાનાં ઠોલે—એ
ઝેરી જંતુ રક્ષે, પણ માનવતાને ભક્ષે—એવા ભક
નવ આત્માને ઠારે, પરમાત્માને પોકારે—એવા ભક
અંતર નહીં ઢંઢોળે, પણ બ્હાર પ્રભુને ખોળે—એવા ભક
જાય કથા સાંભળવા, પણ ધાય જગતને ગળવા—એવા ભક

---

# મુકરદમ અને કેદી.

(ભીમપલાસ–મુલતાની)

મુકરદમ તું પ્રભુ મારો, અને હું તાહરો કેદી;
જીવન બલિદાન છે મારૂં, વિભુ તારી હવન વેદીઃ–મુકરદમ.
કૃપા વેશો બધા છોડી, જીવન સંગે જીવન જોડી;
મુખે ખડખડ હસી દોડી, કહોજી આવશો કેંદીઃ–મુકરદમ.
હટાવા વિઘ્નના પહાડો, ખલકના પંથની ખીણો;
હું તો છું સાવ બળહીણો, ભુધર આવો તમે ભેદીઃ–મુકરદમ
ચતુર્દશ લોકનાં દેવળ, મણિમય કાંગરે ઝળહળ;
જીવન આકાશની ઝાંકળ, પધારો ભાણુ એ છેદીઃ–મુકરદમ.
.થી પુલડાં થઇ મારે તમારા શિરપર ચઢવું;
સીલા ચર્ણમાં રાખો, કરી મુજ દેહની મેંદીઃ–મુકરદમ.
વે પાણીગ્રહણ કેરો, વિધિ બાકી રહ્યા પ્યારા;
રીર કયારની ચરચી, હરિ તુજ હેતની હળદીઃ–મુકરદમ
કર ભેળવી રમતાં દિલે દિલ મેળવી શમતાં;
ારે શિર સ્કંધ પર નમતાં, મને તો સાંભરે તે દિ'ઃ–મુકરદમ.
યહીં છાંયા, કયહીં કાયા, કયહીં પદ, કયાંય પડછાયા;
રેપુરા ન કયાંય જોયા, ફરી સઘળે વળ્યો ફેંદીઃ–મુકરદમ.
યહીં આવો અને જાઓ, કયહીં નિજ સુર સંભળાવો;
યહીં દિન એક રહી જાઓ, કરો નહીં કયાંય પુરા બે દી'ઃ–મુક
ગત પેઠે તમે પણ જો, હસાવોને રડાવો તો;
મારી ઓથ સહુ છોડી, કહો શિદ આવીએ વેદી!ઃ–મુકરદમ.
રે ક્ષણ એકનું અંતર, મને તો થાય મન્વન્તર;
ગરનું તુટતું જંતર, ઝીલો કરપદ્મમાં જલદીઃ–મુકરદમ.

## ભુલાં પડયાં.

(રાગ—શંકરાભરણ.)

અમે જાતાંતાં જલધિને ઘાટે, મુક્તિ કેરી વાટે, હો ભુધરા, ભુલાં પડ્યાં
નથી નૌકા કે નાવિક કોઇ નથી,
તૃણુ તરવા મળે નહિ મરીએ મથી,
મહા સિંધુનાં પાતાળ ફાટે, ડુબાવવા માટેઃ—હો ભૂધરા
મહા જળચર પ્રાણીઓ વેગે ધસે,
એની જઠરે જગત રંધાયાં દીસે,
આખા દરિયા મહીં એ ગુલાંટે, અંગેઅંગ ચાટે—હો ભુધરા
મહા પ્રલય વંટોળીઓ વાયા કરે,
ગિરિ જેવડાં મોજાં દિશ દિશ ભરે,
અમે લેવાઇયે લોઢને ઝપાટે, પવન કેરે પાટેઃ—હો ભૂધરા
ઘન ઘેર્યું આકાશ અંધાયું બધે,
હાથ હાથ સુઝે નહિં હઇયાં રૂંધે,
પડી જાશે આ પ્રાણુ ઉચાટે, દંતતર દાટેઃ—હો ભૂધરા
મુકી માઝા પાણીડાં ફરી વળ્યાં,
ધર્મ કર્મ ઓવારા ધોવાઇ ગયા,
નહિં કોઇ સર્વસ્વને સાટે, ઉગારે વિરાટેઃ—હો ભૂધર
કાળ આગળ કોઇનું ચાલે નહિ,
અમે ઝીલતાં સાગરને હથેળી મહીં,
હવે ડુબવું લખેલું લલાટે, સુણિના સલાટેઃ—હો ભૂધર
હજી શ્રધ્ધા નથી હોલાણી હૈયે,
અમે આશા ભર્યા નામ તારૂં લઇએ,
અમે પાર ઉતરશું સપાટે, નહિં કોઇ ખાટે—હો ભૂધર
દુઃખ હાલાં ગાવાં શા દુઃખીઆ કને,
પાઓ પાઓ હરિ ઝટ તારો અમને,
ર ઉઘડે અંતરના કપાટે, જ્યોતું ઝગહળાટેઃ—હો ભૂધ

# અધ્યાત્મ વિભાગ.

---

## આત્મધામ.

( આશા ભર્યાં અમે આવીઆં—એ રાગ )

ઉગે નહિં, નહિ આથમે, જ્યાં તપે નહિ મધ્યાન્હ રે
આત્મધામ એવાં એવાંરે,
શેરી નથી જ્યાં સાંકડી, જેનાં માપ્યાં ન જાય મેદાન રે. આ૦
વાયે વસંતના વાયરા, જ્યાં ઇશ્વરનો ઉદ્યાન રે! આ૦
વેણુ વિહારી પંખીડાં, જ્યાં ગાએ અનેરાં ગાન રે! આ૦
ખાવે નહિ જેને આંગણે, ભુત ભવીષ્ય કે વર્તમાન રે! આ૦
જોગી ઝીલંતાં એકલાં જ્યાં, ત્રિગુણાતીતની તાન રે! આ૦
પ્રકૃતિ જ્યાં પાણી ભરે, દેવ ઉભા થઈ જ્યાં દાસ રે! આ૦
કોટી બ્રહ્માંડ જેની ભ્રૂકુટિએ એવા એકતણો જ્યાં વાસ રે! આ૦
બુ૦ ધે નહિ જેની રોશની, દ્વાર ડેલી અભંગ દિવાલ રે! આ૦
મેલે નિરંકુશ ખેલ જ્યાં, એક ઇન્દ્રિયના ગોપાળ રે! આ૦
બુ૦ મનલ બળે જ્યાં જ્ઞાનનો, જેની જવાળા ચઢે ચૌદ ધામ રે! આ૦
બળે શુભાશુભ વાસના, સ્વાહા સ્વાહા થતાં રૂપનામ રે! આ૦
નથી નિદ્રા નથી જાગૃતિ, નથી સ્વપ્ન તણી જ્યાં છાય રે! આ૦
બુ૦ ઝરા હોતો પગ માંડજે, જ્યાં અધુરીયાં અંજાય રે! આ૦
બુદ્ધિનું બળ જ્યાં બાપડું, જેની ઝાંખી કરાવે વેદ રે! આ૦
દેશી વીદેશી જ્યાં નથી, નથી જીવ શિવના જ્યાં ભેદ રે! આ૦
બુ૦ માયા અવિદ્યા ભેદીને જ્યાં ઉઠે, શીવોઽહમ્ સૂર રે! આ૦
બુ૦ શાંતિ અશાંતિ જ્યાં નથી, જ્યાં શમે પ્રપંચના પૂર રે! આ૦

---

## "જીવાત્માના પંખીડા."

(રાગ સારંગ.)

હો પંખીડાં! સ્વર્ગીય વ્યોમ વિહારી થઇ કયાં અથડયાં,
હો પંખીડાં! ચોખલીઆની આશે કાં પાશે પડયાં. ટેક
તમે વિશ્વતણા ગગને ઊડતાં, મહામસ્ત હવા સંગે લડતાં;
ગિરિવર તરૂવર, પણ ના નડતાં—હો પંખીડા ૧
તમે મધુર મૃદુલ કલરવ કરતાં, તમે પત્થરના હૈયાં હરતાં;
શાનૃત્ય અનેરાં આદરતાં;—હો પંખીડા ૨
તમે સૂર ઉદ્યાને સંચરતા, સુમને સુમને શોભા ભરતાં
તમે દેવ દુલાર થઇ ફરતાં;—હો પંખીડા ૩
તમે પૂણ્ય પ્રકાશ મંહી ન્હાતાં, નીર પીવા સુખસરોવર જાતાં
ત્હમે અમૃત ફળ ખાંતે ખાતાં;—હો પંખીડાં ૪
સૂર દ્રુમતણે છાંયે રહેતાં, વળી વાયુ સાગરમાં વહેતાં
ત્હમે પ્રભુના સંદેશા કહેતાં;—હો પંખીડા ૫
તમે ચંચુ ભરી મોતી ચણતાં, કુદરત ભાષા ભણતાં ગણતાં
કોટે ચિંતામણી રણઝણતા.—હો પંખીડા-૬.
કણ ચણવા કદિ કદિ ઉતરતાં, પણ પાછાં નીજ સ્થાને સરતાં;
તમે શુધ્ધ સ્વતંત્ર સ્વછંદી હતાં.—હો પંખીડા. ૭
નયનોમાં અદ્‌ભુત નુર હતું, પાલક પર અચ્યુત ઉર હતું;
અંગે ચેતન રસ પૂર હતું.—હો પંખીડાં. ૮
કયાં કંઠતણું કામણ ખોયું, હસતું મુખડું કયાં હેરાયું;
તનડું તલતલ કયાં ત્રોફાયું.—હો પંખીડાં ૯
બે જ્ઞાન અને ભકિત કેરી, તમ પાંખ હતી જે સોનેરી;
મારગડે કોણ મળ્યો વેરી.—હો પંખીડા. ૧૦

———:०:———

# ખાસ વિભાગ.

—:o:—

## એકરાર.

પ્રથમ જેલ પ્રયાણ સન ૧૯૨૪ સમયે કોર્ટમાં કરેલ એકરાર.

રાગ—કલ્યાણ.

સુજનને સહેવી ઘટે ત્યાં જેલ.
ઉભા જ્યાં અન્યાયીના મહેલ (૨)—સુજનને.
જ્યાં દેવો પારણીએ પોઢયા, જ્યાં દાનવના ખેલ;
સતી જતિ જ્યાં હિમાલય શોધે, શઠ–મઠ જ્યાં માંડેલઃ—સુજ
પાપ પટુની જ્યાં પ્રભુતા છે, જ્યાં દુર્બલ દાબેલ;
જટિલ કુટિલ સુધરેલ ગણાય જ્યાં, જ્યાં કપટી કાબેલઃ—સુ
રાજ્ય પ્રપંચ કુશળ શકુનિના, જ્યાં પોબાર પડેલ,
ન્યાય નીતિ નિષ્ણાત વિદુરને, જ્યાં જીવવું મુશ્કેલઃ—સુ
વિપદ પરે વિપદો વરસે જ્યાં, નથી સુખ સગવડ સહેલ;
પાણીદાર કદી નહીં પલટે, એ તો કરશે પહેલઃ—સુજ
જુલમતણું પુરજોશ હશે ત્યાં, કાઢે કદાપી તેલ;
પણ રણધીર સ્વરાજ્ય ભૂખ્યાને, ગેડીદડાની ગેલઃ—સુજ

---

## બંધન મુક્તિ.

(રાગ—આશાવરી.)

પાંખ છે એ તો અમારી, ચરણ કેરી શૃંખલા;
કે અગર એ મુક્તિ મૈયાની, મનોહર મેખલા.—પાંખ છે.
એ તુરંગ નથી, પરંતુ ઇન્દ્રનો ઉદ્યાન છે;
એ નથી પીંજર પરંતુ, વિજયવંતુ વિમાન છે.—પાંખ છે.

એ નથી દુર્ગમ દિવાલો, પણ મિનારા મુક્તિના;
એ નથી યમદૂત પણ, પ્રતિહારી ભારત ભક્તિનાં.—પાંખ છે.

એ નથી રોટી સુકી પણ, ભવ્ય ભોજન દેવનું;
એ તૂટી શય્યા નથી પણ, છે સુખાસન શિવનું.—પાંખ છે.

એ નથી ક્રૂર કાયદા પણ, દાશ ફેરી અનામિકા,
એ નથી શિક્ષા, લલાટે રાજ તિલકની ટીકા.—પાંખ છે.

એ નથી ભીતિ, પરંતુ ગજંતી રણરાગિણી;
એ નથી ધમકી પરંતુ, મરણીયાની માગણી.—પાંખ છે.

એ નથી ચક્કી પરંતુ દલિનિ દાનવ વૃંદની;
એ નથી કાળી નિશા પણ, શિરશિખા સુખચંદની.—પાંખ છે.

એ નથી ચાબુક પરંતુ, યાત્રીકોની મુદ્રિકા,
એ નથી શોણિત પરંતુ, શુભ શુકનની પત્રિકા.—પાંખ છે.

એ નથી લીલામ પણ, આહુતિ શુદ્ધિ યજ્ઞની;
એ નથી જપ્તી, મીઠી તૈયારી દૈવી લગ્નની.—પાંખ છે.

એ નથી ગોળી પરંતુ, દિવ્ય માત્રા મોક્ષની;
એ નથી ફાંસી પરંતુ માલિકા વીરવક્ષની.—પાંખ છે.

એ નથી મૃત્યુ પરંતુ, પીયુષ કેરૂં પારણું.
એ નથી દીનતા, અમારા શૌર્યનું સંભારણું.—પાંખ છે.

એ નથી જીવન પરંતુ; પ્રભુતણું બલિદાન છે;
એ નથી વિઘ્નો પરંતુ, મર્દનું મેદાન છે.—પાંખ છે.

દુઃખની સાત્વિક તિતિક્ષા, ઇષ્ટની આરાધના;
શમદમાદિ સંપત્તિ વિણ, સ્વપ્ન છે શિવ સાધના—પાંખ છે.

—:૦:—

# માડીનો જાયો.

(લીલુડો પીર બ્હોત આછેરો લાગે–એ રાહ.)

ઝુકે જોબનીયો આંબા કેરો છાયો, ઇશ્વરનો ઓછાયો
માડીનો જાયો મારા પીયરનો પાયો;

નરવો ગુણ ગરવો, છે સહુમાં સોંસરવો;
ડોલર ચંપો મરવો. —માડીનો જાયો. ૧

બાનો દીવડીઓ, બાપુનો ડેવડીઓ;
બેનીનો બેલડીઓ. —માડીનો જાયો. ૨

દાદાની છડીએ, માતાની લાકડીએ;
બ્હેનની રાખડીએ. —માડીનો જાયો ૩

ભાભીનો તારો, માતાનો હોંકારો;
બેનીનો જળઆરો. —માડીનો જાયો ૪

માતાને પાળે, બાપુને ઉજાળે;
બ્હેનીને સંભાળે. —માડીનો જાયો ૫

બાપુ બેવડીઆ, વીરાએ ત્રેવડીઆ;
ભાભીએ ચોવડીઆ —માડીનો જાયો ૬

વરસ્યો મેહુલીઓ, ધરતી માએ ઝીલીઓ;
બ્હેનીનો બાપલીઓ. —માડીનો જાયો ૭

સીંચ્યો વાદળીએ, ધાવણની અંજલિએ;
હીંચોળ્યો વિજળીએ. —માડીનો જાયો ૮

સુની છાબડીએ, બ્હેનીને આંખડીએ;
વરસે આંસુ જડીએ. —માડીનો જાયો ૯

શ્રીફળ જો આણે, મામેરાને ટાણે;
બેની સ્વર્ગ માણે. —માડીનો જાયો ૧૦

સમરૂં સાસરીએ, હરખે નેણાં ભરીએ;
આવે જો ઓશરીએ. —માડીનો જાયો ૧૧
પગલાં શુભ પાડી, બા બાપુની વાડી;
ઉજ્જડને ઉગાડી. —માડીનો જાયો ૧૨
બંધુ સુખ ભાગી, ભવના મેણાં ભાંગી;
હું થઇ છું બડભાગી. —માડીનો જાયો ૧૩
વીરાની પગલી, કેશર કંકુ ઢગલી;
વીર વીણા હું મૃગલી. —માડીનો જાયો ૧૪
પરણ્યાના પ્યારે, ઉર સળગે અંગારે;
વીરો અંતર ઠારે. —માડીનો જાયો ૧૫
જીવન રંગોળી માંડી, અંતર ચોળી;
વીરાને અંઘોળી. —માડીનો જાયો ૧૬
સર્વે શુભ સ્થાને, શાળા કે મેદાને;
શિર શોભે સઘળાને. —માડીનો જાયો ૧૭
મેરામણ, મીઠા મેં મહીરમાં દીઠા;
નવ બનજો અજીઠા. —માડીનો જાયો ૧૮

---

## માતાની ધેડી.

(લીલુડો મીર બ્હોત આછેરો લાગે—એ રાહ)

અવનિ અણુ ખેડી, સુરવાડી અણુ વેડી, બાળાપણુની હેડી;
માડીની ધેડી, મારી તીરથની કેડી; ૧
ગોકુલ ગાવલડી, અમૃતની વાદલડી,
નંદનવન કોયલડી—માડીની ધેડી. ૨
તુલસીનો ક્યારો, ગંગા જમુના આરો,
શિવ વિષ્ણુનો પ્યારો—માડીની ધેડી. ૩

માતાની માયા, બાપુજીની છાયા,
કાશીજીની કાયા —માડીની પેડી ૪
વીરે નવ વેઠી, બ્હેની છાંયે બેઠી,
આંબાડાળી હેઠી —માડીની પેડી ૫
મળવાને આવી, ધાવણીઆને લાવી,
વીરે ન બોલાવી —માડીની પેડી ૬
માડીનો જાયો, છો સઘળે નકરાયો,
બ્હેનીને મન રાયો —માડીની પેડી ૭
ભાઇઓને ભાળે, ઉર અંગાને ઉછાળે,
કુંવર છો કંટાળે —માડીની પેડી ૮
દસ દસ આંગળીએ, ગલ ફૂટે જળજળીએ,
મીઠડાં હયે લળી લળી એ—માડીની પેડી ૯
પસલી જળપાને, બે મુઠી ખડધાને
બ્હેનીનુ મન માને —માડીની પેડી ૧૦
રત્નાકર ગાજે, દાદાને દરવાજે,
બ્હેનીના પગ પાજે—માડીની પેડી ૧૧
અદીઠા ઘર કેરી, અતિથી શી પ્રભુ પ્રેરી,
ઉતરે વિશુધ્ધિ વેરી —માડીની પેડી ૧૨
ભગિનિ દીવડીએ, ઘી પુરી ઘર ઘડીએ,
ભવરણમાં નવ પડીએ—માડીની પેડી ૧૩
ધરવા જગ ધરમે, જગદંબા ઘર જન્મે,
પારખવાને વિરમે —માડીની પેડી ૧૪
માતા ને બેની, નહિં જોડી એ બેની,
ઉપમાં આપું શેની—માડીની પેડી ૧૫

---

## કુમારિકાનો મહિમા.

( રાગ સોરઠ, તાલ દાદરા માત્રા ૬ )

વીણા પ્રભુ કીર્તિની મનોહરા કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.—વીણા.

સૂર્ય સોમને અપૂર્વ સંગમે,
વીરતા વિશુદ્ધ યોગિનિ રમે;
રમણા રસ રાધિકા ઋતંભરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.--વીણા.

શુચિ સ્મિતે સરોજ પુંજ પાથરે,
જન હિત જીવંત યજ્ઞ આદરે,
યશોધ્વજા યુગેશ્વરની ઇન્દીરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.--વીણા.

પરમ શ્રી પ્રફુલ્લ પુષ્પ વાટિકા,
વદનવર વિજય વિભૂતિની ટીકા,
સૃજન કાવ્યની સુવર્ણઅક્ષરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.--વીણા.

દિવ્ય બાલ, યૌવનની દ્વારિકા;
નવઉષા દિનેશ ચરણ પીઠિકા;
જગત જનની, પુણ્યની પરંપરા, કુમારીકા;
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા—વીણા.

આશિષ મૂર્તિ કલેન્દુ ધામની,
સત્તા સ્ફુર્તિ ત્રિલોક સ્વામિનિ,
પ્રણવગાનની પ્રધાન"અ"સ્વરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.—વીણા.

પ્રકૃતિ પુરુષને વિહાર ઉંબરે,
સખ્યના સુમુગ્ધ સાથીઆ પુરે,
જલજા, ક્ષિતીજા, અજાત્મજા, વરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા
વીણા પ્રભુ કીર્તિની મનોહરા, કુમારિકા,
ભૂમિકા બ્રહ્માંડની ધુરંધરા.

---

## યૌવનને સાદ.

(દિઠ્યો સખી ડોલરીઓ કાલિન્દિને કાંઠડે ઉભો છે—એ રાહ)

યુગના ભગવાન આમ બોલે, જુવાનિયા જંગને જીવાડજો,
ત્રિભુવનના પાયતખ્ત ડોલે, જુવાનિયા જંગને જીવાડજો.
પુણ્યની પુનિત કાય, પાપ પંકથી છવાઈ,
મડદાં છે મહાજનને મ્હોલે, જુવાનિયા જંગને જીવાડજો.
યંત્રે ઓરાય ગાય, રૈયત રંજાડે રાય,
દિકરીના લોહી માંસ તોળે, જુવાનિયા જંગને જીવાડજો.
ફૂલડે અગ્નિ ફૂંકાય, કાયા મૃગની વિંધાય,
નાશનાં નવાં કમાડ ખોલે, જુવાનિયા જંગને જીવાડજો
ભારત શી કામધેનુ, જીવતરની દિવ્યવેણુ,
ઝેરી જીવલેણ જંતુ ફોલે, જુવાનિયા જંગને જીવાડજો.
ખેડુત કેરા પોકાર, ગરીબોનો હાહાકાર,
સંભળાયે સામ્યવાદ ઢોલે, જુવાનિયા જંગને જીવાડજો
સત્તાના વજ્રબાહુ, ધનના દીનભક્ષી રાહુ,
સ્વર્ગીય પ્રભુ સૃષ્ટિને કપોલે, જુવાનિયા જંગને જીવાડજો.

---

## જંગના જીવતર.

[રાગ સોરઠ]

( હરિ વેણુ વાય છે રે હો વનમાં—એ રાહ )

જીવતર જીવવાં રે હો મહા જંગનાં,
નોતરાં રાણી જાયાને રંગનાં. —જીવતર.

કારમી ચમકે કટારી કોષથી,
ઘોડલાં રણમાં હોકારે રોશથી. —જીવતર.

ડિમ્ ડિમ્ વાગે જગતના ચોકમાં,
વીરની ઉત્સવ ઉજાણી લોકમાં, —જીવતર.
યુવકો ચડયે, પલાણે પેગડે,
અન્નજળ લઈને શત્રુ સંગે લડે. —જીવતર.

શત્રુ રથ દોડે માની છાતી પરે,
ગાય શિર છુરી કસાય કેરી ફરે. —જીવતર.
આપણે યુધ્ધ-ભૂમિને ઉંબરે,
ઉતર્યા આર્યમાતાને ઉદરે. —જીવતર.
આજનો યુવક મરણીઓ મોખરે,
યુદ્ધથી ભાગે નહિં એ ઉગરે, —જીવતર.
બીડલાં જીલે જુવાનો બંડનાં,
પુણ્યપર પ્રાણ ઓવારે પંડના. —જીવતર.
આજને યુગે યુદ્ધસ્ય સંદેશ છે,
આજને યુગે ઉત્તિષ્ઠ આદેશ છે; —જીવતર.
પ્રેરણા પાજો માતાજી દૂધમાં;
"પારણાં ભાવી પ્રજાનાં જુધ્ધમાં" —જીવતર.

---

## સ્વાર્પણ નિમંત્રણ.

(જાકે મથુરાં હા કાનાને ગાગરીયાં ફોડી–એ રાહ)

આવો ભરીએ સ્વાર્પણ ભસ્મે જીવનની ઝોળી
સહોદર! જીવનની ઝોળી–આવો.

યુગ મંથનના અમીરસ ઝીલવા,
ઝેર પીએ ઘોળી; સહોદર (૨) આવો.

તીર્થ જળે પરમાર્થ જીવનનાં,
તનમન તરઓળી; સહોદર (૨) આવો.

જન સેવાને ધારણ ધર્મે,
તત્વ સકળ તોળી, સહોદર (૨) આવો.

વીર પુનીત પુર્વજની વિભુતિ,
ચિત્ત ચોગમ ચોળી, સહોદર (૨) આવો.

નહીંતર ખપ્પર ભરે ભવાની,
ખળ, શુભને ઓળી; સહોદર (૨) આવે.

પદ પદ પર સર્વત્ર લુંટાએ,
જડ જનતા ભોળી; સહોદર! (૨) આવો.

જેનારા સરખા અપરાધી,
જ્યાં જુલ્મી ટોળી; સહોદર (૨) આવો.

અરસપરસ સહકાર છલોછલ.
પ્રેમ રસે રોળી; સહોદર (૨) આવો.

રાષ્ટ્ર વીરોધી સર્વ બળોની,
પ્રગટાવી હોળી, સહોદર (૨) આવો.

# કેસરીઆને પડકાર.

## રાગ ભીમપલાસ.

(રામ બાણુ વાગ્યાં હોય તે જાણે-એ રાહ.)

જાગો કેસરીઆઓ આજે જનનીના જાયા,
 જાગો કેશરીઆઓ આજે;
નહિંતર સો મો પેઢી લાજે,
 જનનીના જાયા જાગો, કેસરીઆઓ આજે.

જાગે જગની પ્રજાઓ, ભેટાડે છે ભુજાઓ,
 પડઘા બ્રહ્માંડ ભરી ગાજે;
નિજનિજ નેજા ઉડાવે, ડિમ્ ડિમ્ દાંડી અડાવે,
 વીરના ડંકા દિગંત વાજે-જનનીના

કોણ કોની વાટ જુએ, સંઘના વીરાટ બળે,
 જીવશે જે જીતશે સમાજે;
પાછળ રહેનાર કાળદાઢમાં દળાઇ જશે,
 કીર્તિ નથી કાયરને કાજે-જનનીના.

સૈકા કેરી પ્રગતિ ચડતે દિન થાય છતી,
 પાસ પાસમાં બધું બિરાજે;
નિજનિજ રક્ષા મંડી, રણ ગૃહ રાષ્ટ્રતણી,
 નહીં કરીએ તો વિનાશ તાજે-જનની.

જાગૃતિ જુવાળ ચડે, પર્વત આકાશ અડે,
 નિદ્રા નામર્દોને છાજે;
મરવું ગમે તો પિતૃલોકમાં સુખે પધારો,
 મહિલા પણ મોકળા મસાજે-જનની

કરમીના કૉલ બોલ, છે અમોલ ને અતોલ,
અકરમીના શબ્દ શું નવાજે!
પ્રભુ પ્રતાપી પૂર્વજના જીવતર જીવી બતાવો,
દુનિયા નહીં માનશે અવાજે—જનની.
તડપડની તાણ મૂકો, પતિતોમાં પ્રાણ ફૂંકો,
હૃદય શબ્દ દુઃખથી જો દાઝે;
બંધુ દ્રોહ પાપ વડે, પૂર્વજ 'પુ'માંહી પડે,
કપુતનું કલંક ના કમાજે—જનની.
તિમિર તેજ એકમેક વિસરતા નહિં વિવેક,
આજનો ઉષાકાળ આંજે;
વૃદ્ધોને રાત્રી ભય તરૂણોને અરૂણોદય,
સંધ્યા સુરભિ સવાર સાંજે—જનની.

## વીરવૃત્તિ.

[રોકયો નહીં રે'શે રે નાંણાંનો બળિયો વરતો એ ઢાળ.]

રોકયો નહીં રહેશે રે, રાણીજાયો રણઘેલો,
લંકાગઢ લેશે રે, હનુમો રઘુવરનો ચેલો—રોકયો.
ઘડીયાં તોરણને ટાણે, ભરીયાં ભોજનને ભાણે;
મમતા નહીં આણે રે, પડમાં પહોંચે સહુ પહેલો—રોકયો.
ભરતી આવે અંધારે, ગૃહગણ સીમા વિસારે;
હૈયું નવહારે રે, અદ્દભૂત વીર રસનો હેલો—રોકયો.
કદિ નહીં કિસ્મતને માને, સત નહીં છોડે કોઇ બાને;
ઝુઝે તોફાને રે, આખર પર્યંત અકલો—રોકયો.
કાતિલ ખાંડાંને ખોળે, નભ ગળતી સિંધુ છોળે;
અગ્નિ અંઘોળે રે.....કેસરીયા કેરા ખેલો—રોકયો.

જો કે હરદમ હજારો, બદલે જગની બીજારો;
પલટો નહીં ન્યારો રે, સતીયો શ્રીધરનો કેલો—રોકયો.
ફણીની કાયા પર પોઢે, અંગે ક્ષીરસાગર ઓઢે.
સાંવરીઓ સોઢે રે. ...સમરે વિભુથી પણ વહેલો—રોકયો.
પાવક ઝરતી આંખડીએ, દીનબંધુની રાખડીએ;
અમૃત ચોઘડીએ રે, આવે વિજયી અલબેલો—રોકયો.
પૃથ્વી ભરતી પાવડીએ, સિંહલ ભ્રકુટિ વાંકડીએ;
સોનાની છડીએ રે......આવે વિજયી અલબેલો—રોકયો.

———:o:———

## ગૃહરાજ્યની રસરાણી.

(રાગ સોરઠ.)

પ્રાણ પુષ્પના પરાગ ભરતી, સદને સ્વરાજ્ય કરતી
રસરાણી ગૃહરાજ્યની —પ્રાણ પુષ્પ.
આત્માના અમૃતની હેલી વરસાવતી,
દૈવી સંપત્તિ જ્યોત, જીવને દર્શાવતી,
અધુરૂં મધુરૂં અપૂર્વ હસતી;
ગૃહદેવી શી વિલસતી, રસરાણી ગૃહરાજની —પ્રાણ.
શિયળ કૌમુદિ કરે ત્રિલોકને ઉજાળતી;
નિત્ય તૃપ્ત, નિત્ય નૂતન, રહી સમાજ પાળતી
આર્યોની અસ્મિતા પ્રગટતી,
રણ રાગિણિ શી નટતી, રસરાણી ગૃહરાજ્યની—પ્રાણ.
યમુના આતિથ્ય કેરી, ભવને સોહાવતી;
ગંગા વાત્સલ્ય કેરી, વિશ્વમાં વહાવતી;
ભર્તાને સખ્ય ભાવે ભજતી
શુભના શૃંગાર સજતી, રસરાણી ગૃહરાજ્યની—પ્રાણ.

ઇશ્વરને માયા શી, પતિની અનુયાયિનિ,
જીવને દઢ કાયા શી, સહુને સુખદાયિનિ;
પ્રેમ ભકિત સંગમે વિરમતી;
પતિદેવને પ્રણમતિ, રસરાણી ગૃહરાજ્યની—પ્રાણ.
નાથ તાત કુલ કુટુંબ, દ્વારિકા ભારી દીપાવલી;
પ્રભુની પૂર્ણાહૂતિ, વિશુદ્ધિ કેરી વાદળી;
વસુધા શી રમ્ય રત્નગર્ભા,
પરમેશ્વરી પ્રગલ્ભા, રસરાણી ગૃહરાજ્યની—પ્રાણ.
સંતતિને ધર્મ ભર્યાં ધાવણ ધવરાવતી;
જગને આશિષ ઝર્યાં નાવણ નવરાવતી;
પારણાં હીંચોળતી પવિત્રિ,
ઢંઢોળતી ધરિત્રિ, રસરાણી ગૃહરાજ્યની—પ્રાણ.
વિમલતા કલા નિધાન; કોમલ અંગુલિએ;
કુમકુમ પદ માંડી, સ્વર્ગ સ્થાપતી મદુલિએ;
શ્રી સીતા સરસ્વતી સરજતી,
પશુતા તમામ તજતી, રસરાણી ગૃહરાજ્યની
પ્રાણ પુષ્પના પરાગ ભરતી
સદને સ્વરાજ્ય કરતી-રસરાણી ગૃહરાજ્યની.

——:૦:——

## રૈયતની.

(બાર દિ'ના ભુખ્યા તેર દિ'ના તરસ્યા પીરસો તો જમીએરે રાણી રૂખમણી.
—એ રાહ.)

તુજ આંગણ અમ ધન વરસે, તોય અમે મરીએ તરશે
રાણા કેમ રહેવું રે રાવણ રાજમાં:—
ઝળહળ વિજળી તુજ દ્વારે, લોક લુંટાએ અંધારે,—રાણા કેમ.
રળનારા બેકાર મરે, નોકરડા ભંડાર ભરે; —રાણા કેમ.

નહીં ગાયુંને ઘાસ જડે, ને વિખધંર પોષે દૂધવડે,—રાણા કેમ.
મલક બધાનું પેટ ભરે, તે ઘંર વેચી વેઠ કરે,—રાણા કેમ
રાજા જાતે વેપારી ત્યાં, વણજ કરે શું ઘર ભારી,—રાણા કેમ.
દેવ પડયા બંદીખાને, અસૂર પીડે જેમ મન માને—રાણા કેમ.
તું મેદાને સરત રમે, કેમ જુગાર સટ્ટો વિરમે—રાણા કેમ.
કંઇક પ્રજામાં તેજ જુવે, ત્યાં તું ધીરજ તુતં ખુવે—રાણા કેમ.
ધન હોદ્દા કે ઇલ્કાબે, ખીલતાને રાખે તાબે—રાણા કેમ.
ઝેર ચડે મળવા દેતાં, વેર કરે સાચું કહેતા—રાણા કેમ.
કહેનારને કેદ મળે, ને સહેનારું સત્વ બળે —રાણા કેમ.
જેમ નચાવે તેમ નાચે, જીવડા શું જીવન જાચે—રાણા કેમ.
મૉલ ચણે સત્તા જોરે, પાયામાં અમને ઓરે—રાણા કેમ.
હુરદમ રેઢા રાજ રહે, ત્યાં કોણ પ્રજાની ભાળ લહે,—રાણા કેમ.
સ્વાર્થ ખુશામત રાજ બળે, દુઃખીયાને નિશદિન દળે-રાણા કેમ.
થાપ્યો રાજપદે તુજને, તું ઉલટો ભરખે અમને—રાણા કેમ.
ઘરવખરી તુજને સોંપી, ને તેં ઓઢી અવળી ટોપી—રાણા કેમ.
પુત્ર પિતાના હેત ગયાને, સુખના સમણાં ખાખ થયા—રાણા કેમ.
દુશ્મનના તું પગ પૂજે, ને રૈયત ઘડતાં દિલ ધ્રુજે—રાણા કેમ.
પી પી અમલ તણી તાડી, વેડે સ્વર્ગ સમી વાડી—રાણા કેમ.
શિયલવતી ભયભીત ફરે, વેશ્યા લાજ વિના વિચરે—રાણા કેમ.
કર ભરવાની શક્તિ ખૂટે, મૃગલા માથે વાઘ છુટે—રાણા કેમ.
નહીં દૂજે તો લોહી પીવે, ગાય ગરીબડી કેમ જીવે—રાણા કેમ.
મૂળ મહીં અંગાર ભરે ને ફળ ખાવાના કોડ ધરે—રાણા કેમ.
મડદાં ખાવા ગીધ ધસે, એવું ઘોર સ્મશાન વસે,—રાણા કેમ.
લોગ મળે જો નેબુ બીંજે, દ્રોહી ગણી ચાબૂક વીંઝે—રાણા કેમ
જ્યાં જો શુભ અંકૂર ઉગે, ત્યાં તુજ ઝેરણ આંખ પુગે—રાણા કેમ.

---

## મીલ મજુર.

(પીરસો તો જમીએ રે રાણી રૂખમણી.—એ રાહ)

હૃદય વીંધી ભૂંગળ વાગે, જમડે શંખ ફુંકયાં લાગે,
મીલધણી કેમ રહીએ મરવા મીલમાં,—

ફડફડતાં બાળક જાગે, લડથડતાં મજુરો ભાગે.—મીલધણી
રોજ અધુરી ઉંઘ ઉડે, નરણાં જઇએ, રોજ બુડે.—મીલધણી.
વણુ ધવરાવ્યા બાળ ચુકી, જઇએ ઘરના કામ મુકી.—મીલધણી.
જીવન જોબન જળવાયે, મહુલીની શીતળ છાંયે.—મીલધણી.
નિત નિર્મળતામાં નાઇએ, ઝુંપડે બળ બમણું બાંયે.—મીલધણી.
સંચા રાવણુ પ્રાણુ પીલે, કળી આત્માની કેમ ખીલે.—મીલધણી.
તેજ, હવા તાજાં કયાંથી રહે, બળતી જોઇએ જયાંથી.—મીલધણી.
કેવળ અગ્નિતણી કુંડી, મીલ સ્મશાન થકી ભુંડી.—મીલધણી.
વાદળ બારે માસ ચડે, પ્રાણુ રૂંધે નહિ, પાણી પડે.—મીલધણી.
રણમાં કોઇદિન તોપ ફુટે, નિત્ય અહિં ઝેરી ગંધ છુટે.—મીલધણી.
મોહક વિશ્વ વિલાસ ઠગે, કંઇક દુઃખીની આંખ તગે—મીલધણી.
નયન વદે જે અશ્રુહીણા, કોણુ સુણે સુર ઘોર તીણા.—મીલધણી.
નહીં શ્રમ જોગ જીવાઇ જડે, શેઠ ઉંચો આકાશ ચડે —મીલધણી.
મીલતણા જે હાથ ખરા, નહીં બળથી પોષાય પુરા.—મીલધણી.
કરતાં કામ કદી અટકે, રોજ ડુબાડે, થઇ વડકે.—મીલધણી.
બાળક વૃદ્ધ યુવાન રળે, નહિં બીજે દી બાકી મળે.—મીલધણી.
મોતથકી સાંજે છુટીએ, સુખ લેવા માણસ મટીએ.—મીલધણી.
સંચાના ઠકળાટ વડે, કાન ફુટે શિર વજ્ર પડે.—મીલધણી.
જમના જડ પાડા જેવા, સ્વર્ગ હણે સંચા તેવા.—મીલધણી.
અજગર મુડીવાદ ગળે, જગ જીવનને યંત્ર બળે.—મીલધણી.
પ્રકૃતિ મનોહર મૃત્યુ રચે, મહિ ધેનુના મર્મ મથે.—મીલધણી.

પ્રકૃતિ શિયળ લુંટાઇ રહ્યું, પય બદલે વિષ ઉગ્ર વહ્યું.–મીલધણી.
પ્રકૃતિ પુરૂષના મેળ મટે, પૃથ્વીપટે જડતા ઉલટે.–મીલધણી.
જગ શકિત પરવશ વિરમે, એક રળે બહુ ભુખ ખમે.–મીલધણી.
મૂઠી મજુરી સંગ વહે, કંઇ જન પોષક યંત્ર રહે.–મીલધણી.
નહીંતર તુજને સાથ દઇ, જગ હણીએ નહી ભાગ લઇ.–મીલધણી.
શાન્તિ સુખે જીવન ભરશું, ગૃહ ઉદ્યોગ મળી કરશું.–મીલધણી.
ચક્ર, હળે, પીંજણુ, શાળે, સહજ બળે સહુ સુખ ભાળે.–મીલધણી.

——:o:——

## ગોરસ ભીનાં ગામડાં.

રાગ માઢ.

( આશા ભર્યાં અમે આવીયાં–એ રાહ )

ગરવા ગોકુલિયાં ગામડાં, એના શાણા શુરા ગોપાલરે,
ગામડાં ગોરસ ભીનાં
લીલા છલોછલ ખેતરાં એની ભૂમિ અખુટ રસાળરે
ગામડાં ગોરસ ભીનાં
શીંગા ધામેણા ધોરીડા, ગળે ઘમકે ઘુઘરમાળરે–ગામડાં.
હૈયે મેરામણ હેતના એના ચોક વિશુદ્ધ વિશાળરે–ગામડાં.
રમે સરોવર રૂપનાં એનાં રૂડાં રતુંબડાં બાળરે–ગામડાં.
બેઠાં ધાટીલાં ઓરડાં, પુણ્ય ભાવિ પ્રજાની નિશાળરે–ગામડાં.
ઇંટ માટીના ઓરડા, પડી પાથરી જ્યાં પરસાળરે–ગામડાં.
ચોરે ચોવટ સુખદુઃખની, કરે લેવા બાંધુની ભાળરે–ગામડાં.
ડાહ્યો ડુંધાળો ડાયરો, રામરાજ્ય તણો રખવાળરે–ગામડાં.
સુખી સંતોષી સંપીલા, નથી જગની જુઠી જંજાળરે–ગામડાં
પ્રાણ પરમાર્થે પાથરે, ઝેર વેર તણી નથી જાળરે–ગામડાં.
આંગણે આંગણે ગોકુળનો, અંગ પાવન એહો ઓગાળરે–ગામડાં.

મરી પડે મેમાનીએ, નહીં કોઇ ઓઢાડે આળરે–ગામડાં.
મોસમ મોસમની મેમાનીયું, નિત્ય માણે માનવની માળરે–ગામડાં.
વિધ વિધ રસના વીરડા ચૌદ લોક ચાટે જેનો ગાળરે–ગામડાં.
સ્વચ્છ હવા જળ નિર્મળા, નથી ઝેરી યંત્રોની વરાળરે–ગામડાં.
સિંધુ રેલાવે સમૃદ્ધિનો, હળ રેંટિયો પીંજણ શાળરે–ગામડાં.
કોશ, કયારા કણબી કને, નિજ તાજ નમાવે ભુપાળરે–ગામડાં.
વરસે મોં માગ્યા મેહુલા, દુષ્કાળ તણો દુષ્કાળરે–ગામડાં.
સૂરજ ઉગે એનો સીમમાં, ઘરે સાંજરે ઠાકર થાળરે–ગામડાં.
શ્રમે સોહામણી દહેડી, જેમ ઝળકે જાકળ તરૂડાળરે-ગામડાં.
ઉંચા અલબેલા ફૂટડા, દેવ દુર્લભ દીન દયાળરે–ગામડાં.
જોધ જોધણનાં જોડલાં, નહીં કોઈ કાયર કંગાળ રે–ગામડાં.
મારે લાકડીએ વાઘને, એની સિંહ સરીખી ફાળ રે-ગામડાં.
ઢોતાં વલોતાં ઢેવીના, બજે કંકણ તણા કરતાલરે–ગામડાં
ગઢપણ શહેરીનું સાથીયું, અહીં નિત્ય જોબનના જુવાળરે–ગામડાં.
મોર, કોયળ, હરિ મોરલી, ગીત ગરબી ભજનની ઢાળરે-ગામડાં.
સાચા તેજસ્વી ટેકીલા, નહીં વેઠે ગુલામીની ગાળરે–ગામડાં.
નિડર નિખાલસ નિર્મળા, નહીં કદી કંપાવે કાળરે-ગામડાં.
સ્વર્ગ ઉતારે આંગણે, જીવે જીવતર ઝાકઝમાળરે–ગામડાં.
ધાતુ, માટી, શીલા, કાષ્ટને, એવી કઇક કળાના મોસાળરે–ગામડાં.
ભકત, કવિ, વેદાંતીના, જ્યાં ઉઘડયા દિલ દુધાળરે–ગામડાં.
કાળ જૂના બળિદાનના, કંઇક પાળા પાદરને પાળરે–ગામડાં.
વાદળ વલોવે વિદુલો, મથે માનવ મહીના પાતાળરે–ગામડાં.
હરિયો દોહ્યો દેવે દાનવે, એમ ગાયો દુવે ગોપાળરે–ગામડાં.
ભૂમિ વનસ્પતિ વ્યોમનાં, જ્યાં જુના ભેદુની જાળ રે–ગામડાં.
ચંદ્ર સૂરજ કાંટે જડી જ્યાં ગેબી ગગન ઘડીઆળરે–ગામડાં.
હળથી હરાવે તોપને, પોતે સાચા પૃથ્વી પ્રતિપાળરે–ગામડાં.

# નાના સિપાઈ.

અમે નાનાં સિપાઇ, અમે નાનાં સિપાઇ
દેશું દુનિયામાં ડંકા દિગંબર નાના સિપાઈ. —અમે.

નાને નાચણીયે ગોવર્ધન તોળ્યો,
નાની ટીટોડીએ દરિયો ડખોળ્યો;
બહાદુર બાજંદા બંકા, દિગમ્બર નાના સિપાઈ. —અમે.

નાના હનુમાને મેરામણ માર્યો,
રાજા રાવણનો અમલ ઉથાર્યો;
લાય લગાડી લંકા, દિગમ્બર નાના સિપાઇ —અમે.

એક એક પગલે, એક એક દુનિયા,
લીધી, અમે પણ એવાં વામનિયાં;
નાના તોયે અગ્નિ તણખા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.

રામ લક્ષ્મણને, સેનાની સાથે,
નાના લવ કુશે હરાવ્યા હાથે;
બાળી દીધી બીક શંકા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.

નાના પ્રહલાદ, ધ્રુવ, નાના ચેલૈયા,
અગ્નિ ખાંડાંને ખોળે ખેલૈયા,
સતીયા વટના વજ્ર કટકા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.

નાના શંકર, બાળ નાના શુકદેવના,
નાના નચિકેતા, એકલવ્ય અભિમન્યુના;
પ્રાણ પનોતા પંખા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.
નાનો દિવો ઘર આખું ઉજાળે;
નાની કીડી વેર સર્પનું વાળે;
સિન્ધુ તારે નાની નૌકા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.

નાના સિતાજીની નમતી આંગળીએ,
પાડયા પિનાકને તોડયું રણુ બળીયે;
નાના રામે કરી લટકાં, દિગમ્બર નાના સિપાઇ. —અમે.
નાના ગોવાળ ઘણુ ધેનુનાં વાગે,
નાનો ભરત સિંહ જીંહા પંપાળે;
મીંડાં તોયે મહાઅંકા, દિગંબર નાના સિપાઇ. —અમે.
માનવ કલ્યાણના મોરચાં માંડી;
નેજા નિશાન દઇ ડીમ ડીમ દાંડી;
હાકે લેશું હિન્દ હુકકા, દિગમ્બર નાના સિપાઇ. —અમે.
કદિએ નહીં કયાંય, જુલ્માને નમીએ;
ફુલની પ્રમાણે ખાંતથી ખમીએ;
ફાંસી, તુરંગ, તોપ, ફટકા, દિગંબર નાના સિપાઇ. —અમે.

———:o:———

## કૌમારને કાંઠડે.

(મહીડાંના દિન હવે નહીં મુકું રે લોલ—એ ધુન.)

સળગ્યો અરૂણોદય બાલ્યનો રે લોલ;
જવાળા જીલી નવ જાયરે—કપરા કૌમારને કાંઠડે રે લોલ!
ભરીને ગૃહચોક રમતગમતનારે લોલ,
વાયુ ઉદ્વેગના વાયરે—કપરા કૌમાર
વત્સલ માબાપ સ્વજન સ્નેહનીરે લોલ;
પ્રીતિ સરિતા શોષાયરે—કપરા.
મધુરી વીણા, બંસરી સ્થળેરે લોલ,
ભેરી તૂરી સંભળાયરે—કપરા.
કુદરત અંકે પોઢાડતીરે લોલ,
જગવ સિંધુડા ગાયરે—કપરા.

આવરી સપાટી જ્ઞાન સિંધુનીરે લોલ,
પર્વત ઉર્મિ પછડાયરે-કપરા.
શિક્ષક શાળા, સકળ વિશ્વમાંરે લોલ;
ઘુરકી ઘુરકી ખાવા ધાયરે-કપરા.
પળપળ વણુમાગ્યાં લાડ પૂરતારે લોલ,
બદલો લેવા ઉભરાયરે-કપરા.
ઑળા ગિવરાવે યુવાનીનારે લોલ,
પગલાં ભરતા કંપે કાયરે-કપરા.
વસવા વ્યાકુળ વિરાટ વિવિધતા રે લોલ,
હૃદય બુદ્ધિ મોહીને મુંઝાયરે-કપરા.
સંશય ભય ઘર્ષણ આકર્ષણરે લોલ,
અંતર નિર્ણય વિના ઘવાયરે-કપરા કૌમારને કાંઠડે.
ગતિ સ્થિતિ ક્રિયાઓ શિશુ સમયનીરે લોલ,
પ્રતિ ક્રિયાની ભરતી અથડાયરે-કપરા કૌમારને કાંઠડે.
ભણતરનાં નિશ્ચળ ચણતર નથીરે લોલ;
પંક પાંસુ પાળમાં પુરાયરે,-કપરા કૌમારને કાંઠડેરે લોલ.
સૈશવ સચવાય વિજય વિથડેરે લોલ,
ભ્રાંતિ શ્રેય પ્રેયની છવાયરે-કપરા કૌમારને કાંઠડે.

——:०:——

## ગામડીઆનું ગાડું.

(રામ ભજન રોકડ નાણું રે સંતો વ્હાલા-એ રાહ)

ગુણ ગરવું મારૂં ગામડીઆનું ગાડું
ધાય ભલે જગ ગાંડું રે —ગુણ ગરવું.
પૈંડ પૈંડ પાડે નિશાની, વાટ ભૂલેલા ભાળે;
મધરાતે પણ ઝીણા તારલીઆં, જોઇ જોઇ પગલાં વાળે રે-ગુણ.

ખટકે ખટકે, કટકે કટકે કાળ મારગને કાપે;
ઘટકે ઘટકે પાવણ ઝલકે, નસનસ જીવન આપે રે—ગુણ
ખુંદે, ઉછાળે, ઠેલે, ધકેલે, નડતર નહીં ગણકારે રે;
સાધક જેમ લટકયા વિણ ચાલે, અંતરના રણકારે રે-ગુણ.
પાછળ શિવજી આગળ ધુંસરી, માંહી અનેક પ્રવાસી;
ઢોળે ચમર પ્રભુને પુંછે, ગોવર્ધન વનવાસી રે—ગુણ-ગાવું.
કંઠે ઘંટ જગાડે શિવને મનહર ઘુઘરમાળે;
રસ તરબોળ કરે છડીઆંને, પવન મીઠો પંપાળે રે—ગુણ.
જોજન જોજન ખાય વિસામો, ધગ્તી ખોળે ખેલે;
ખાય પીએ વ્હેંચી સહુ સરખું, હૈયું ચડે રસ હેલે રે-ગુણ.
પાદર ઝાંપે સ્વજન વિયોગી પંખી પરસ્પર ભેટે,
પ્રીતિ તરસ્યાં વ્યાકુળ તેમ, જેમ હોય પીઆવો છેટે રે-ગુણ.
માર્ગે જળસ્થળ પશુ પંખી, માનવી કે ખેતરવાડી;
વરણે વાત અલૌકિક પ્રેમે, ઉરશું ઉર અડાડી રે—ગુણ.
સાધે મેળ રૂડો શ્રમ મતિનો, મ્હેનત એટલું ભાડું;
સ્વપ્ને વદે સારથી ઘરણીને, તોય ચલાવે નાડું-ગુણ ગરવું.
આળસ ઉંઘ વિલાસ વધારો, સુખ સગવડતા નામે;
જાય ઝપાટે જીવતાં મડદાં, વીર વિરલ શુભ કામે રે-ગુણ.
અહીં શ્રમ બહુ, ત્યા અતિશય ફૂરસદ,
શું ફળ જગને લાધ્યું;
શેઠ ગુલામ, સહોદર બદલે શોધે ભલું શું માધ્યું રે-ગુણ.
પંચ ભૂતોના વેગ વડે પણ શાન્તિ નથી સરવાળે.
કોટી પતંગ પડે અગ્નિમાં નાશ કદી નહીં ભાળે રે-ગુણ.
ખેડુત ગાય બળદ છડીઆંને, ગાડું અમોઘ જીવાડે.
જનહિત કેરી દિવ્ય દિશાએ, ડગ બે ડગ પ્હોંચાડે રે-ગુણ.

સાચાં માપ સુધારા કેરાં, જીવન શક્તિ પ્રમાણે;
ગતિ, કદ, ચમક વૃથા વિજળીના,
ઘન નાનું, જળ આણે રે-ગુણ ગરવું.
સમધારણ સ્થળકાળ મનુષ્ય ત્યાં, યોગ્ય પ્રમાણ વટાવી,
એક રસાતળ બીજી ગગનમાં જીવન તુલા લટકાવી રે-ગુણ.
ભાંગે શિર હરામીનું રૂડી રૂદ્રાક્ષી બલોયે;
દિવસ ઉગે તેદી ભૂમિ ના'શે, ધગધગતા નવલોયે રે-ગુણ.
રેટીંઓ દ્વારે, શાળ આંગણીએ ઘરમાં ગોરસ ગોળી;
દરીએ વ્હાણ, જમીન હળ ગાડું, ત્યાં ઘર ઘર રંગોળી-ગુણ.

—— :o: ——

## સાવધ! સચેતન રાજવી.

(રાગ-ભીમપલાસ)

ખામોશ તુજ રૈયત ખુવે, નિજ નેત્રથી શોણીત ચુવે,
શું સ્વપ્નની આંખે જુવે, સાવધ, સચેતન, રાજવી!
ભેદી પ્રજા ચિંતામણી, મોહે ધસે મણિધર ભણી,
ભણતર પ્રજા યુગનું ભણી, સાવધ! સચેતન, રાજવે!
જો! પાંખ પર્વતને ફૂટે, જો! સિન્ધુ કેરી સીમા તુટે;
ઇશ્વર તણી ધીરજ ખુટે, સાવધ સચેતન, રાજવી!
જીવ્હાધરે જવાળામુખી, ભીષણ પ્રજાચંડી ભુખી;
પગલાં પ્રલયનાં પારખી, સાવધ, સચેતન, રાજવી!
છો ઇન્દ્રનો આશ્રય ભજે, નહીં જો પ્રજાધેનું દુજે,
જીવન તણી જ્યોતિ બુજે, સાવધ, સચેતન રાજવી!
ઈંગ્લાંડ કેરે ઓરડે, શાસન પ્રજા પ્રતિનિધિ ઘડે,
નિષ્ફળ ત્રિશંકુ તરફડે, સાવધ સચેતન રાજવી!
તારા સિંહાસનને સ્થળે, વિપ્લવ તણી લંકા જળે,

દવ ઠારવા શાંતિ જળે, સાવધ, સચેતન રાજવી!
ઈતિહાસની પુનરાવૃત્તિ પલટી શકે ન પ્રજાપતિ,
વિસરાય તો વસમી ગતિ, સાવધ સચેતન રાજવી!
ઈન્સાફને પળવાર છે, યુગ તોળવા તૈયાર છે,
ક્ષણુ જાય તો સંહાર છે, સાવધ! સચેતન રાજવી!
મડદાં સુંથે જીવતાં લગી, જાલીમશી! મરદાનગી,
એ લોહી તરશી તાજગી, સાવધ! સચેતન રાજવી!
સંસ્કૃત સજીવ પ્રજાપરે, શાસે યદિ નરવર ખરે,
નહીંતર સ્મશાનપતિ ઠરે, સાવધ સચેતન રાજવી!
શશિભાલ લોક વિભુ મુખે પ્રલયાગ્નિ, પવિ નરહરિ નખે,
મદ શસ્ત્રનો ધરતો રખે, સાવધ, સચેતન રાજવી!

——:o——

## " ખાદી "

તે એક અમુલખ ખાદી, મુક્તિ વિધાત્રી સ્વરાજ્ય ચિકિત્સા,
ધર્મ ગુરૂની ગાદી, તે એક અમૂલખ ખાદી. ટેક૦
પૂર્વજના પ્રેમે રંગાયલ, સરલ સનાતન સાદી,
હરદમ અમહૈયે ઉછળાવે, મંગળ માની યાદી. તે એક૦ ૧
અવલંબે એપર ભારતની તન, મન, ધન આબાદી,
ગત ગૌરવ અવશેષ સરીખી, સતયુગ સ્વર્ગ પ્રસાદી. તે એક૦ ૨
ગૃહ જીવનની દિવ્ય કવિતા, વિમલ, વિશુધ અનાદિ,
કુદરતની એ હસ્ત કલાપર એક રહી આઝાદી. તે એક૦ ૩
આ નવયુગ અમૃતની ઘડીએ, કોણુ થશે વિખવાદી,
ભારતના આ બ્રાહ્ય મુહુર્તમાં કોઇ થશો ન પ્રમાદી. તે એક૦ ૪
નવજીવન સંગિત સુણાયે, દેશ પ્રીતિ સુરવાદી,
કોઇ સમવાદી, કોઈ અનુવાદી, કોક કપુત વિવાદી. તે એક૦ ૫

# સમર્પણ

( અય માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં—એ રાગ. )

ઓ હિંદ! ધર્મ ધાત્રી, સઘળું તને સમર્પું;
તેત્રીશ કોટી ત્રાત્રી, સઘળું તને સમર્પું. ટેક०

અદ્યાપિ સુકૃતિનું, પ્રભુને ભજ્યા પૂજ્યાનું;
ફળ કંઇ મને મળેલું, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

આ દેહને જીવન આ, આત્મા અને હૃદય આ;
આ પ્રેમ આ સંબંધો, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

આ સુખને સમય આ, આ શાંતિ આ પ્રવૃત્તિ;
આ માનને પ્રતિષ્ઠા, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

સેવા અને શુભેચ્છા, સહુ ધર્મ સર્વ કર્મો;
ચિંતન મનન ને સાધન, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

નથી સ્થુળ દ્રષ્ટિ તેથી, મુજ આત્મસંગ રાખી;
તુજમાં અભેદ પામી, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

તારૂં બધું જનેતા! સંસ્કાર, જ્ઞાન, શક્તિ;
પરમાત્મનિ! હૂં પાછું, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

મુજ જ્ઞાન વાટીકેરાં, કાવ્યે પરોવી ફુલડાં;
ઉઘડ્યાં કે અર્ધ ઉઘડ્યાં, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

તુજ કાજ દિવ્ય મંદિર, ભક્તો ચણી રચાશા;
તૃણ જેટલું નથી પણ, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

વૈરાટ તું હિરણ્ય, તું સ્થુળને તું સુક્ષ્મ;
તું વ્યષ્ટિ તું સમષ્ટિ, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

તું દેવ ને તું દેવી! તું શિવ તું ભવાનિ;
તું રામ તુંહિ સીતા! સઘળું તને સમર્પું. ઓ હિંદ!

હું બાળ માત્ર તારો, તું એક માત મારી;
કોઈનું કશું ન આમાં, સઘળું તને સમર્પું. ઓ હિંદ!
જે છે જેવું ને તેવું, પાસે કશું ન રાખું;
બે હાથ જોડી દેવિ! સઘળું તને સમર્પું. ઓ હિંદ!
છાસઠ કોટિ કરમાં, કણુ કણુ દઈ શકું ના;
થોડું ઘણું કરી લે, સઘળું તને સમર્પું. ઓ હિંદ!
વીતીને વિસારી દેજે, સ્નેહે સ્વિકારી લેજે;
ફુલ પાંખડી સમું પણ, સઘળું તને સમર્પું. ઓ હિંદ!

—— :o: ——

## આગે કદમ આગે કદમ.

(ગઝલ)

જીવન તણી, આગે કદમ આગે કદમ
મુક્તિ ભણી, આગે કદમ આગે કદમ:—૧
રરમાણુંના, ક્ષણુ ક્ષણુ નવા બદલી જુના
જંગલ સુનાં, આગે કદમ આગે કદમ —૨
મિં રણે, ઘાયલ થતા જળકણુ ભણે,
ડે કોઈને ગણે, આગે કદમ આગે કદમ:—૩
અચળ સ્ફુરે, ગતિ રક્તની અવિરત ઉરે,
ા નવ ઠરે, આગે કદમ આગે કદમ: —૪
પ્રમ નવ રહ્યા, ગિરિવર ગળી સહરા થયા,
, પૂર્વજ ગયા, આગે કદમ આગે કદમ—૫
મની પળે, સુરત તવારીખની ચળે,
ાનો મળે, આગે કદમ આગે કદમઃ —૬
ચડવું ચુકી, ખમી ખલકના ધકકા મુકી,
રાત્રી ટુંકી, આગે કદમ આગે કદમઃ —૭

પળની પ્રતીક્ષા પણ હણે, ફળની પરીક્ષા કો ગણે,
બળની સમીક્ષા છે રણે, આગે કદમ આગે કદમઃ —૮

રસ્તો ભુલેલાને જડે, સ્થિતિ ચુસ્તને મરવું પડે,
ચાલક તણા ચાબુક વડે, આગે કદમ આગે કદમઃ —૯

ખમનારની સળગે ચિતા, નવ ભસ્મ ધુમ્ર થકી બ્હીતા,
પળ થોભીને નવ પ્રજળતા, આગે કદમ આગે કદમઃ —૧૦

જોનારને, ચરણે દળી, રોનારને નહિ સાંભળી,
ધાએ પ્રજાઓ આકળી, આગે કદમ આગે કદમઃ —૧૧

અસ્તિત્વના વિગ્રહ વિષે, જે પાત્ર, માત્રજ જીવશે,
મરશે બીજા વિસ્મૃત થશે; આગે કદમ આગે કદમઃ—૧૨

ક્રમ આયુના એ બોધતા, દમ વાયુના સંબોધતા,
બળ સ્નાયુનાં ઉદ્‌બોધતાં, આગે કદમ આગે કદમઃ—૧૩

જનહિત શુભ કર્મે દિલે, સંતોષ શાંતિ ખરાં ખીલે,
નિષ્ક્રિય નપુંસક નહીં ઝીલે, આગે કદમ આગે કદમઃ—૧૪

સંસાર શાળા સત્ તણી, પ્રતિજન્મ વર્ગ ભણી ગણી,
મૃત્યુ પરીક્ષા આપણી આગે કદમ આગે કદમ —૧૫

સુખ પીઠ ભણી આગળ જવું, કયમ પાલવે પાગલ થવું
રચવા જગત નિર્મળ નવું, આગે કદમ આગે કદમ—૧૬

ઉજ્વળ ચિત્તે માનવ હિતે, નિર્ભય મહાજનની રીતે,
લેવા સ્વરાજ્ય પ્રભુ પ્રીતે, આગે કદમ આગે કદમઃ—૧૭

કંટક વિંધાયલ વીરનાં, રેખા રૂડી, શોણીત ભીના
પગલે પડી સંશય વિના, આગે કદમ આગે કદમઃ—૧૮

પાંચાળી છો અધવચ પડે, ભાઈઓ ભલેને લડથડે,
સતને હિમાલય નહીં નડે, આગે કદમ આગે કદમઃ—૧૯

જગદીશ જીવન તાંતણે, પટ વિશ્વનું પ્રતિપળ વણે,
છે કાંતવું કર આપણે, આગે કદમ આગે કદમઃ —૨૦
ઉરયામીને ન શકો ઠગી, ઠરવા નથી પરવાનગી,
જગ બન્ધુતા મળતાં લગી, આગે કદમ આગે કદમઃ—૨૧

——:૦:——

## નાવ ચડયું તોફાને ?

મારૂં નાવ ચડયું તોફાને, પાર ઉતારજો રે;
પ્રભુજી પોતાનો જાણીને, સાર સુઝાડજો રે— મારૂં.
નાવ ખડક વચ્ચે અથડાશે, ભર દરીઆમાં ઝોલાં ખાશે;
પ્રેષ્ટ સુકાની થઇ સેવકને તારજો રે— મારૂં.
જન્મ મરણ જંજાળ નિવારો, શરણાગત છું શરણ સ્વિકારો;
વિષમય વિષય વિકારો નાથ નિવારજો રે— મારૂં.
બગડી બાજી કોણ સુધારે, આપ વિના દુઃખમય સંસારે;
બાહ્યપરી બળતાને બાપ બચાવજો રે;— મારૂં.
વાદી મધુર મોરલીથી ડોલ્યો, સર્પ સમાન થઇ મતિ ભૂલ્યો;
મંત્ર ભણી મહા ઝેર ચડેલ ઉતારજો રે— મારૂં.
રાત્રિ થશે તો કમળ બિડાશે, ભ્રમર બિચારો વ્યર્થ ચીડાશે;
એવી દાસ ગતિ છે, દહેશત ટાળજો રે— મારૂં.
સ્નેહી જનોના સુખને માટે, પળપળ વિચાર્યો વિપરીત વાટે;
સત્ય દિશામાં જીવન પ્રવાહ વહાવજો રે— મારૂં.
બાળક સમ પડછાયા પાછળ, દોડી મરૂં પણ આગળ આગળ;
અંતરયામી અંતર આંખ ઉઘાડજો રે— મારૂં.
હંસ સ્વરૂપ છતાં મંડુક થઈ, રાજસરોવર સુખથી વિમુખ રહી;
કીચડમાં લપટાયો, વખત વિચારજો રે— મારૂં.

———

## જુલમગારને.

(રાગ-ભીમપલાસ)

કાં જુલ્મકર સિતમગર દીનપર દયાને બદલે;
કાં પાપમાં કદમ ભર ધર્માચરણને બદલે.—કાં જુલ્મ.
કાં તાજનું કફન કર, કાં રાજને દફન કર;
કાંટા ચડે કબરપર, મૃદુ પુલડાંને બદલે.—કાં જુલ્મ.
ફિરતારની કચેરી, ના ભૂલીજા નમેરી;
સેતાન લેશે ઘેરી, પ્રિય દેવગણને બદલે.—કાં જુલ્મ.
નિર્દય નથા શિકારી, જો ખોલ આંખ તારી;
જુલ્મી ગયા છે હારી, આખર વિજયને બદલે.—કાં જુલ્મ.
છુટા મૂકી અછોડા, દોડાવે શીદ ઘોડા;
જડશે લલાટ જોડા, પ્રભુ-ચુંબનનોને બદલે.—કાં જુલ્મ.

---

## હિન્દ અમ્બિકા..

(રાગ-માલકંસ)

પ્રતિગૃહ પધરાવીએજી, હિંદ અંબિકા;
નિજપદરજની લલાટ ધારીએ-ટીકા—પ્રતિગૃહ.
તન મન ધનની અપૂર્વ આહુતિ દઈ;
પ્રકટીએજી માતૃયજ્ઞવેદીની શિખા—પ્રતિગૃહ.
પ્રેમ સૂત્ર વિવિધ જાતિ ફૂલડાં ગુંથી;
દેવીને ધરાવીએજી દિવ્ય માલિકા—પ્રતિગૃહ.
ભક્તિ જ્ઞાન કર્મથી પ્રદિપ્ત થઈ પુરા,
જનનીને સમર્પિએજી જીવન દીપીકા—પ્રતિગૃહ.
ગૃહ કુટુંબ જ્ઞાતિની સિમા ઉજાળીએ,
દ્વારપર દીપાવીએજી દેવદ્વારિકા—પ્રતિગૃહ.

ચેકસી વિકસી વિભુમય થઇ, બાલ બાલિકા;
વક્ષ પર વસાવીએજી વિશ્વવાટિકા—પ્રતિગૃહ.
પ્રાણુપર રચીને માતૃચરણ પીઠીકા;
ત્રિભુવને ગજાવીએજી વિજય ઘંટિકા—પ્રતિગૃહ.

---

## શિયળ–ચાંદની.

(રાગ–દેશ.)

શીયળ ચાંદની શિળી, (૨) નિર્મળતા અમૃત વરષાવે ઉજળી,
એને કિરણે કિરણે કોટિ કોટિ કૌમુદી મળી;—શિયળ

સાખી.

દિન દિન દ્યોત દ્વિગુણુ દીસે, એ છે શુકલ સદાય,
પાવન પૂર્ણ શશી સમી, શિયળવતી સોહાય;
એને નવ વીંટાય કૃષ્ણુપક્ષ કેરી વાદળી;—શિયળ.

(સાખી)

પ્રથમ રવિ બ્રહ્મચર્યનો દ્વિતીય શિયળનો ચંદ,
એજ ઉભય તેજે, તપે, સોમ રવિ ખગ વૃન્દ,
ત્યાં જઈ શકે ન રાહુ કેરી છાંય શામળી,—શિયળ.

(સાખી)

શિયળ લલાટે ચાંદલો; શિયળ ગળે પુલહાર,
શિયળ રહ્યું કર કંકણે, શિયળ પતિપદ પ્યાર,
એ હુતાશનીમાં કલિમલબલ જાય છે બળી;—શિયળ.

(સાખી)

સાધ્વીઓનું શિયળ એ, જગદંબાની જ્યોત,
પ્રેમ પ્રકાશ પુરૂપનો, બ્રહ્મ સરોવર સ્રોત,
પુરૂપ પ્રકૃતિનો ભેદ જાય આખરે ટળી;—શિયળ.

---

## બુઢીઓ નાહોલીયો રે.

(મને પગમાં કાંટો વાગ્યો રે માં ધાંધલ મારવાડી રે—એ રાહ.)

હું તો સાસરીએ નહીં જાઉં રે મા, બુઢીયોં નાહોલીઓ રે.
હું તો કંથ કહેતાં લજાઉં રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મારા બાપનો બાપ જણાએ રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
એના મોતની ઘડીઓ ગણાએ રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
ભોંય ભરતો તારે દ્વાર આવ્યો રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મેં તો આંસુ અંગારે વધાવ્યાં રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મારે ઉગમણા આગળ જાવું રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
એને પશ્ચિમે પાછા થાવું રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
હું તો પ્રભાતે પગલાં માંડું રે મા, બુઢીઓ નાહોલીઓ રે
હું તો માઘુવા ટાણે રાંડું રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મને પેટી પટારા ચીંધે રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મને વજ્ર સરિખા વિંધે રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મને વસ્ત્ર ઘરેણાં આલે રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મને શૂળ સરીખા સાલે રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મારે દેહું પુરે ગલગોટા રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
એનાં અંગ - બધાંયે ખોટાં રે મા, બુઢીઓ નાહોલીઓ રે,
મારા સંસારમાં આગ ઉઠી રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
મારે જોતી'તી બાજરી સુઠી રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
તેં તો ગોરની ગાય ઉછેરી રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
જઇ વાઘરી વાટે વધેરી રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
કેમ જન્મતાં ઝેર નવ આપ્યું રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
નાળ બદલે ન કાં શીશ કાપ્યું રે મા, બુઢીઓ નાહોલીઓ રે.
પીટયા ગામના ગલઢા આવે રે મા, બુઢીઓ નાહોલીઓ રે.

મને માજી કહી બોલાવે રે મા, ખુઢીઓ નાહોલીઓ રે.
મારી દેરાણી વરસે ચાળી રે મા, ખુઢીઓ નાહોલીઓ રે.
હું તો બાર વરસની બાળી રે મા, ખુઢીઓ નાહોલીઓ રે.
મને બગચીમાં ખાપણુ દેજે રે મા, ખુઢીઓ નાહોલીઓ રે.
એના પ્હેલાં મારી ઠાણુ લેજે રે મા, ખુઢીઓ નાહોલીઓ રે.

———:०:———

## બાળુડા બાળ પોઢો.

હાલરડું.

પોઢો પોઢો પોઢો, પાતળીયા પાલવ ઓઢો,
આંગણીએ ઉઠે લોઢો, બાળુડા બાળ પોઢો,
પછી તડકો છાંયો આવે, દિલનો દિવડો ડોલાવે
ભર જોબનીયું બોલાવે, બાળુડા બાળ પોઢો—પોઢો.
પછી ઘોડાઓ હણુહણુશે, રથનાં પૈડાં રણુજણુશે,
ધડમાં ધડતી ધણુધણુશે, બાળુડા બાળ પોઢો—પોઢો
ઉઘડે મનની પાંખડીઓ, વરસે આશાની ઝડીઓ
પછી વાગે રણુની ઘડીઓ, બાળુડા બાળ પોઢો—પોઢો.
પછી ચીંતા ભરશે ચટકા, પછી લાલચ કરશે લટકાં
પછી ખટપટ કેરા ખટકા, બાળુડા બાળ પોઢો—પોઢો.
માતા સંકેલે ખોળો, મ્હેતાજી કાઢે ડોળો,
આવે કળજુગનો ઓળો, બાળુડા બાળ પોઢો—પોઢો.
ઓરડીએથી આંગણીએ, પારણીએથી બારણીએ,
ધાવણીએથી તાવણીએ, બાળુડા બાળ પોઢો—પોઢો.

———

## હરિજનની ઝુંપડીએ.

(રાગ-ભૈરવી.)

મા હું હરિજનની ઝુંપડીએ જાઉં;
ઝુંપડીએ જાઉં સાથી સંકટનો થાઉં. મા હું-ટેક

કાલો ઘેલો તોય વાલો તને હું;
પીએ પ્રીતિરસ પાઉં—મા હું.

ભેટું મુસલમાન ખ્રિસ્તિ ભાઈઓને;
હીંદુથી શાનો અભડાઉં—મા હું.

ખેલે ખોળામાં શ્વાન બીલાડાં;
માનવથી શાનો છોવાઉં—મા હું

અંગ ઢાંકે મારા, વાંજે આંગણીયં;
એનો ઓશીંગણુ કેવાઉં—મા હું.

છેટો છેટો હું ભાગ્યો ભાઈઓથી;
પુરો એ પાપે પસ્તાઉં—મા હું.

આઘા રહી મેં નાંખ્યાં અજીઠાં;
આજે એ લાજે લજાઉં—મા હું.

દીન દલિતના દેહી પ્રભુને;
નમવા નોતરવાને ધાઉં—મા હું.

સંભારૂં ત્યાં દિલ લાગે દાવાનળ;
આલિંગન આંસુડે નાઉં—મા હું.

હેતે નીતરતા હાથ પસારી;
હૈયાથી હૈયું લગાવું—મા હું.

બીજે કિનારા ભરતી વેળાયે
શાંકુના બાવે વીંઝાઉં—મા હું.

સુની સુની એની જુની ઝુંપડીએ;
જ્યોતિ જીવનની જલાવું—મા હું.
માનવે ઘડેલી મૂર્તિ પુજી પણ;
પ્રભુ શું રમતાં ન ધરાઉં—મા હું.
પ્રાણ પ્રેરી પોતે પ્રભુજી પેઠા એ;
ચેતનથી શાનો વટલાઉં—મા હું.
આજ્ઞા આશીર્વાદ આપ નહિં તો;
મરીને પણ તુજને મનાવું—મા હું.
જેણે ભેટાડયા ભાંડુ ભુલાયેલ;
ગુણ શા ગાંધીજીના ગાઉં—મા હું.
વાટ જુએ મારી વર્ષો થયા એ,
રસ્તે રમવા નહિ રોકાઉં—મા હું.

———:૦:———

## આગગાડી.

આવે ભરી ભરી ફાળ રે, અગન કેરી ગાડી;
જાણે ક્ષુધાતુર કાળ રે, અગન કેરી ગાડી;
જાણે આફત વર્ષાવતી ઉતરી, વિજલડી વિકરાળ રેઃ—અગન.
ઓરડીઓની હારમાળાનું, દોડતું ભુવન વિશાળ રેઃ—અગન.
ઉંચી અટારી અંબર અટકે, ચોગમ વજ્ર દિવાલ રેઃ—અગન.
કોયલા ખાય ને કોયલા કાઢે, પીએ પાણીની પખાલ રેઃ—અગન.
ધુમ્રકેતુ એની નેકી પોકારી, આપે ખલકને ખ્યાલ રેઃ—અગન.

સ્થળે સ્થળે એનુ સ્વાગત કરવા, શાહુ જુવે રખેવાળ રે:—અગન.
ભેરવ નાદે વગાડે ભૂંગળ, હાથ ધરીને મશાલ રે.—અગન.
વાજતે ગાજતે તપંવા એને, લોક વગાડે ગાલ રે:—અગન.
કોઇને ચડાવે કોઇને ઉતારે, ખૂબ મચાવે ધમાલ રે:—અગન.
એની સ્વારી સાર ગરે સ્થળે સ્થળ, ધ્વજા લીલી ને લાલ રે – અગન.
શંકરને જાણે ત્રીજી આંખલડી, આવે બળતી તાલ રે:—અગન.
ચો ફરતી એની ફૂંક ફાટે છે, વંતરી કે વૈતાળ રે:—અગન.
ખેતર ખોદયાંને ધરતી નીચોવી, પાણી કાઢયાં પાતાળ રે—અગન.
લશ્કર લાવીને લોકો હણાવ્યા, કઇક પાડયા દુષ્કાળ રે:—અગન.
જાંગતણું એણે જોર હરીને, કાયા કરી કંગાલ રે:—અગન.
કળીયુગનું એ સોળે કળાએ, કરતી કામ કમાલ રે:—અગન.
જગત તણી મહાનાશ મિમાંસા, કોતરી એને કપાળ રે:—અગન.
કયાં અમ યજ્ઞે વિશુદ્ધિ ભરતા, કયાં નિજ ઝેરી વરાળ રે—અગન.
પાંસરા ચાલો તો પ્હોંચો મુકામે, ગરજે એ જ્ઞાન રમાળ રે:—ચં

